# ભ્રાન્તિ વિલાસ.

(એક અત્યંત રમુજી વાર્તા.)

મહા કવિ શેકસપીયર કૃત અંગ્રેજી ગ્રંથ ઉપરથી
મહાત્મા પંડિત શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે
બંગાળીમાં રચેલી.

તેનું ગૂજરાતી ભાષાંતર કર્તા,

કૃપાશંકર દોલતરામ ત્રવાડી.

આવૃત્તિ ૧ લી—પ્રત ૫૦૦

ભ્રાન્તિ ને પ્રવૃત્તિ નારિ વેગળી કરો;
તો ભવાબ્ધિ આ શરીર—નાવથી તરો.

જીવરામ ભટ.

કીંમત રૂ૦-૪-૦

અમદાવાદ.

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ"માં છાપી.

ભાદ્રપદ, સંવત્ ૧૯૪૫.

સપ્ટેમ્બર ઈ. સ. ૧૮૮૯.

## અર્પણ પત્ર.

ભ્રાન્તિથી ભુલાઈને વિવેક બુદ્ધિને વિસારી મૂકી, કીર્તિને કલંક લાગે તેવાં અપવાદજનક કાર્ય કરવામાં પ્રવૃત્ત થવાનું સાહસ કરવાની કુટેવ જેમનામાં હોય, તેવા ગુર્જર બન્ધુઓને, આ **ભ્રાન્તિ વિલાસ** નામનું પુસ્તક એવા શુભ હેતુથી અર્પણ કરવામાં આવે છે કે—તેઓ આના અધ્યયન દ્વારા ઉપદેશ ગ્રહણ કરી, ભ્રાન્તિ—સ્વ પર વિનાશકારક ભ્રાન્તિ—રૂપી તરંગમાં થતા ભમરા—વમળ—માં પડી સર્વ નાશ કરતાં અટકીને સુખ શ્રી સંપાદન કરે.

પ્રકટકર્તા.

---

## શુદ્ધિ પત્ર.

સરત ચુકથી ૨૦ મા પૃષ્ટની ૬ ઠી લિટી પછી "પ્રકરણ ૨ જું." એ શબ્દો છાપવા રહી ગયા છે, માટે વાચનારે તે સુધારી લેવાની વિનંતિ કરવામાં આવે છે.

# ભ્રાન્તિ વિલાસ.

## પ્રકરણ ૧ લું.

હેમકૂટ અને જયસ્થલ નામે બે પ્રસિદ્ધ પ્રાચીન રાજ્ય હતાં. એ બે રાજ્યોને પરસ્પર હાડવેર બંધાયું હતું, તેથી કરીને જયસ્થલ રાજ્યમાં એવો સખ્ત ઠરાવ કરવામાં આવ્યો હતો કે, હેમકૂટનો રહેવાસી કોઈ પણ માણસ જયસ્થલમાં વેપાર અથવા બીજા કોઈ પણ કામને માટે આવી રહે તેની પાસેથી ઘણી મોટી રકમનો દંડ લેવો; અને એવો ભારે દંડ જે આપી શકે નહિ તેને ગરદન મારવો. હેમકૂટ રાજ્યમાં પણ એવોજ સખ્ત બંદોબસ્ત હતો. એ બંને રાજ્યો વેપારનાં મોટાં મથક હતાં, અને બંનેની પ્રજા એક બીજા રાજ્યમાં પુષ્કળ વેપાર ધંધો કરતી હતી. પરંતુ ઉપર પ્રમાણે સખ્ત બંદોબસ્ત થયાથી તે વેપાર એકદમ બંધ પડી ગયો. એ બંને રાજ્યે ઉપર પ્રમાણે બંદોબસ્ત કર્યા પછી થોડાક દિવસે સોમદત્ત નામે એક વાણીઓ જયસ્થલમાં જઈ ચડ્યો; તે હેમકૂટનો રહેવાસી છે એમ ત્યાંના અમલદારોના જાણ્યામાં આવ્યાથી તેને ન્યાયસભામાં લેઈ ગયા અને ત્યાંનો રાજા વિજયવલ્લભ જે પોતે રાજદ્વારી તમામ કામકાજ કરતો હતો, તેની આગળ એને (સોમદત્તને) રજુ કર્યો. રાજાએ તેના સામું જોઈ કહ્યું, હે હેમ-

કૂટવાસી વણિક ! તું ચાલતો ધારો તોડીને ધંધાર્થે અહિં ( જય-
સ્થલમાં ) આવી રહ્યો છું, એ તારા અપરાધને માટે પાંચ
હજાર રૂપિઆનો દંડ આપ; અને જો તાબડતોબ એ દંડ તું
નહિ આપું તો આજ સંધ્યાકાળે તને ગરદન મારવામાં આવશે.

રાજાનો એ પ્રમાણે હુકમ સાંભળી સોમદત્તે કહ્યું, મ-
હારાજ ! આપની ઈચ્છા હોય તો ખુશીથી મને ગરદન મ-
રાવો: એથી હું જરાપણ નાખુશ નથી. હું રાત દિવસ ઘ-
ણોજ દુઃખી રહું છું, માટે જો મારૂં મોત થાય તો એ દુઃખ-
માંથી છૂટું. પરંતુ મહારાજ ! આપ જો બરાબર વિચાર
કરશો તો મને શિક્ષા કરવી આપને વાજબી લાગશે નહિ.
સાત વરસથી હું મારૂં ઘરબાર છોડીને દેશાંતરમાં ફરતો ફ-
રૂછું. જ્યારે હું હેમકૂટમાં રહેતો હતો ત્યારે આપને તથા
એ રાજ્યને પરસ્પર અતિશય મિત્રતા હતી. આજ આપને
પરસ્પર વિરોધ થયો છે અને તેને લીધે જે સખ્ત નિય-
મ બન્નેએ કર્યા છે તેની મને માહિતી નહોતી. જો કદાપિ હા-
લ ચાલતો નિયમ મારા જાણવામાં છતાં હું આપના રાજ્યમાં
આવી રહ્યો હોઉં તો તો ખચિત હું આપનો અપરાધી થાઉં

આ સર્વ હકીકત સાંભળીને રાજા વિજયવલ્લભ બો-
લ્યો, સોમદત્ત! "જયસ્થલમાં ચાલતા નિયમ સર્વ રીતે હું
પાળીશ, અને તેથી ઉલટો કદિપણ ચાલીશ નહિ," એવી
પ્રતિજ્ઞા ધર્મ સાખે કરીને, હું આ રાજ્યાસને બેઠોછું; તેટલા
માટે હેમકૂટવાસી લોકને માટે જેજે વિધિ નિયમ અહિં
ચાલે છે તેનાથી ઉલટું આચરણ મરણાંગતે પણ હું કરી

શકીશ નહિ. અહિંના કેટલાક ફેરીયા વેપારી, હેમકૂટ રાજ્ય સાથે અમારે વિરોધ છે કે મૈત્રિ છે તેથી કેવળ અજાણ્યા છે. તેઓ પણ, તારા પ્રમાણે અજાણ્યે હેમકૂટમાં જઈ રહ્યા હતા; તેમને તારા રાજાએ નવા નિયમ પ્રમાણે વર્તીને પ્રથમ દંડની શિક્ષા કરી હતી, અને જેઓ દંડ ભરી શક્યા નહિ તેમને ગરદન માર્યા હતા. આ કમકમાટ ભરેલી હકીકત અહિંના લોકના અંતઃકરણમાં સંપૂર્ણ રીતે જાગૃત રહેલી છે; તેવા વખતમાં, ચાલતા નિયમનું ઉલ્લંઘન કરીને, હું તારાપર દયા કરી શકું તેમ નથી. માટે તું જો વાર કર્યા વિના પાંચ હજાર રૂપિઆ દંડ આપી દેહાશ તો તારો એક વાળ પણ વાંકો નહિ થતાં ઘેર પાછો જઈ શકીશ. પરંતુ એ દંડ તું આપી શકીશ એમ મને લાગતું નથી, કારણ કે, હાલ તારી પાસે જે કાંઈ છે, તે સઘળાના બે હજાર કરતાં વધારે રૂપિઆ ઉપજે એમ નથી; તેટલા માટેજ સાયંકાળે તને ગરદન મારવાનો હૂકમ કરવામાં આવે છે.

આ પ્રમાણે રાજાનું કહેવું સાંભળીને સોમદત્ત બોલ્યો, મહારાજ! ઘણા દિવસથી હું એવું દુઃસહ દુઃખ ભોગવું છું કે મને મારા પ્રાણ ઉપર જરાએ પ્રીતિ રહી નથી. તેથી ખુલ્લા દિલથી આપને જણાવું છું કે એક ક્ષણ વાર પણ હું જીવવાને ચહાતો નથી. સાયંકાળે મારવાની વાત આપ શા માટે કરો છો, હમણાંજ મને મારી નંખાવો કે જેથી મારા દુઃખનો છેડો આવે.

આવાં કંટાળાનાં વચન સાંભળીને રાજાના મનમાં દયા

ઉત્પન્ન થઈ તથા તરેહવાર તર્ક વિતર્ક થવા લાગ્યા; તેથી તેણે **સોમદત્તને** પૂછ્યું, **સોમદત્ત!** કહે વારૂ, શા માટે તું મરવા ચહાય છે? શા માટે તું ઘર છોડીને સાત વરસથી પરદેશમાં ભટક્યા કરે છે? શા માટે છેવટે તું અહિં આવીને રહ્યો? **સોમદત્તે** કહ્યું, મહારાજ! સહન થાય નહિ એવા શોકથી મારૂં મન રોજ બળ્યા કરે છે. ઘર છોડ્યાનું અને દેશાંતર ભટકવાનું કારણ આપને જણાવતાં મારા શોકરૂપી અગ્નિ સોગણો વધારે પ્રબળ થશે. તેટલા માટે મારૂં કારણ જાણવાની આપની ઈચ્છા, મારા મનમાં વિશેષ દુઃખ ઉત્પન્ન કરશે, તે સિવાય બીજું કંઈ ફલ થવાનું નથી. તોપણ, તે જાણવાની આપની ઈચ્છા પૂરી કરવા માટે ટુંકામાં મારૂં વૃત્તાન્ત કહું છું. એ કહેવાથી મને એક મોટો લાભ એ થશે કે, "હું માત્ર પરિવારની માયામાં ગુંથાયલો છું, અને આ પરાયા દેશમાં રાજ્યદંડથી પ્રાણ ત્યાગ કરૂં છું, કે જે દંડને માટે મારો કાંઈ ભારે અપરાધ નથી," એ વાત સર્વ લોકના જાણવામાં આવશે.

હવે સાંભળો મહારાજ! હેમકૂટમાં મારો જન્મ થયો હતો. જ્યારે હું ઉમ્મર લાયક થયો ત્યારે **લલીતા** નામની એક સ્વરૂપવાન તરૂણી સાથે મેં લગ્ન કર્યું. એ **લલીતા** સારા કુળમાં જન્મેલી અને સદ્ગુણી હતી. પછી પરસ્પરના સહવાસથી અમે સુખે દિવસ ગાળવા લાગ્યાં. **મલયપુરમાં** મારો બહોળો વેપાર ચાલતો હતો તેથી કરીને મેં ઘણું દ્રવ્ય ભેગું કર્યું હતું; અને જો મારૂં ભાગ્ય વાંકું થ-

સું ના હોતતો, અમે ખરેખરા સુખથી અમારો સંસાર ચ-
લાવતાં હોત. મલયપુરમાં મારો જે મુનિમ હતો તે એક-
દમ મરણ પામ્યો, અને તેથી ત્યાંનું સર્વ કામકાજ ઘણું
અવ્યવસ્થિત થઈ ગયું. આ ખબર સાંભળીને હું ઘણો ગ-
ભરાયો, અને સ્ત્રીને ઘેર રાખીને એકલો ત્યાં ગયો. મને ગ-
યે છ માસ થયા નહિ એટલામાં લલીતા મારા વિયોગ-
થી અકળાઈને મારી પાસે આવી. ત્યાર પછી કેટલાક દિ-
વસે તે સગર્ભા થઈ અને પૂરા માસે તેણે બે સુકુમાર જો-
ળવા પુત્ર જણ્યા. એ બંને પુત્રના કોઈ પણ અંગમાં જ-
રાએ તફાવત નહોતો. સર્વવાતે બંને એવા એક રૂપરંગ અ-
ને આકૃતિના હતા કે તેમનામાં કંઈ પણ ભેદ કોઈને જ-
ણાતો નહિ. અમે જે મુસાફરખાનામાં રહેતાં હતાં ત્યાં તેજ
દિવસે અને તેજ વખતે એક દુ:ખી સ્ત્રીને સર્વવાતે મળતા
–એકજ રૂપરંગ અને આકૃતિના–બે પુત્ર જોળવે અવતર્યા.
પરંતુ એ પુત્રોનું પાલનપોષણ કરવાની તે સ્ત્રીની શક્તિ ન-
હોતી, તેથી તેમને અમને વેચાથી આપવા તે તૈયાર થઈ.
પછી "આગળ ઉપર એ બે છોકરા અમારા બંને પુત્રોની
સેવા કરશે" એમ ધારીને અમે તેમને ખરીદ કર્યા, અને
પુત્ર પ્રમાણે તેમનું પાલણપોષણ કરવા માંડ્યું. જેમ અમા-
રા પોતાના પુત્ર બધી રીતે એક સરખા હતા તેમ એ વે-
ચાથી લીધેલા જોળવાભાઈઓ પણ એક સરખા હોવાથી
અમે તેમનાં નામ પણ એકજ પાડ્યાં; એટલે અમારા પુ-
ત્રોનું નામ **ચિરંજીવ** અને રાખેલા છોકરાનું નામ **કિંકર** પાડ્યું.

પછી કેટલાક દિવસ વિત્યા બાદ મારી સ્ત્રી હેમકૂટ જવા સારૂ ઘણી અધીરી થઈને હમેશાં કંકાસ કરવા લાગી, તેથી છેવટે, મરજી નહિ છતાં પણ, મેં તેનું કહેવું કબૂલ કર્યું, અને થોડા દિવસમાં ચાર બાળકો સહિત હેમકૂટ જવા સારૂ અમે વહાણમાં બેઠાં. પછી મલયપુરનો કિનારો છોડી એક જોજન આગળ ગયાં, એટલે એકાએક ગગનમાં ઘનઘોર થઈ ગયું, અને સમુદ્રમાં મોજાની જબરી ઊથલપાથલ થઈ રહી. આ વખતે અમે જીવવાની આશા છોડીને દર પળે મોત દેખવા લાગ્યાં. મારી સ્ત્રી હાહાકાર કરી હાથવતી માથું કૂટવા લાગી. અને તેને એ પ્રમાણે કરતી જોઈને તેના બંને પુત્રો તથા રાખેલા છોકરા પણ ચીસો પાડીને રોવા લાગ્યા. તે ઘણા દુઃખી ચહેરે અને ગદ્‌ગદ્‌ કંઠે રડતી રડતી મને કહેવા લાગી કે, નાથ! હું મરીશ તેનો કાંઈ ખેદ નથી, પણ આ બાળકોના જીવ બચે એવો કંઈપણ ઉપાય કરો.

પછી થોડાક વખતમાં વહાણ ભાગ્યા જેવું થઈ ગયું. ખલાસીઓ બચાવ કરવાને કેવળ લાચાર થઈ પોતાનો બચાવ કરવાના ઉપાય શોધવા લાગ્યા અને વહાણમાં જે નાની નાની હોડીઓ હતી તેમાં બેશીને ચાલ્યા ગયા. મેં પણ તે વખતે બચવાનો આરો જોયો નહિ, તેથી બહુ બહુ વિચાર કરીને એક ઉપાય નક્કી કર્યો; તે એ કે વહાણમાં બે ફાલતુ ડોલનાં લાકડાં હતાં, તેમાંના એકના છેડાપર મોટા પુત્રને અને મોટા રાખેલા છોકરાને બાંધ્યા, અને બીજાના એક છેડાપર નાના પુત્રને અને નાના રાખેલા છોકરાને બાંધીને

અમે સ્ત્રી પુરૂષ એ એકેક લાકડાના બીજા એકએક છેડા-પર પોત પોતાની મેળે બંધાયાં. પછી એ બંને લાકડાં મો-જામાં ધીમે ધીમે તણાતાં ચાલ્યાં, તેમની ગતિ ઉપરથી મ-ને લાગ્યું કે અમે કર્ણપુર તરફ જઈએ છીએ. ત્યારબાદ કેટલાક વખત પછી સૂર્ય દેખાવા લાગ્યો અને પવનનું જોર બંધ પડયું. તે વખતે જોયું તો બે વહાણ જબરા વેગથી અમારા તરફ ધસ્યાં આવતાં જણાયાં; તેથી ધાર્યું કે તેઓ અમને બચાવવાને અહિં આવે છે. તે બેમાંનું એક વહાણ કર્ણપુરનું અને એક ઉદયનગરનું હતું. જે બે લાકડાંએ અમે બંધાયલાં હતાં તે અત્યારસુધી ઘણાં પાસે પાસે ત-ણાતાં હતાં; પરંતુ ઉપર કહેલાં વહાણ અમારી પાસે આ-વવાની જરા વાર પહેલાં, એકદમ પવનના વેગને લીધે, એક બીજાથી ઘણાં દૂર પડી ગયાં. આ વખતે હું એકી નજરે બીજા લાકડા તરફ જોઈ રહ્યો હતો તેથી મારા દીઠામાં આ-વ્યું કે કર્ણપુરવાળા વહાણમાં બેઠેલા લોકોએ મારી સ્ત્રી, પુત્ર, અને રાખેલા છોકરાને લાકડેથી છોડીને વહાણમાં પો-તાની જોડે લેઈ લીધાં. પછી જરા વાર કેડે બીજું વાહાણ આવ્યું તેમાંના માણસોએ અમને ત્રણને (મને, પુત્રને, અને રાખેલા છોકરાને) લાકડેથી છોડીને વહાણમાં લીધા. આ વ-હાણ વાળાએ જેવા સ્નેહભાવથી અમને સહાય કરી તેવો સ્નેહભાવ પેલા બીજા વહાણ વાળાઓમાં નહોતો. (તેઓ ચાંચીઆ હતા.) આમ માલમ પડયાથી મને બચાવનારા, મારી સ્ત્રી અને બે છોકરાને છોડાવવાને તૈયાર થયા; પરંતુ

તે બીજું વહાણ ઘણા વેગથી જતું હતું, તેથી તેની કેડે ધાવાનું બની શક્યું નહિ. આ બનાવ બન્યો ત્યારથી હું મારાં સ્ત્રી પુત્રથી વિયોગી થયો છું. મહારાજ! મારા જેવો કોઈ નિર્ભાગી નહિ હોય!

આટલી વાત કહેતાં કહેતાં સોમદત્તની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેને શુદ્ધિ રહી નહિ તથા આગળ કંઈ પણ તે બોલી શક્યો નહિ. તે વખતે રાજા વિજયવલ્લભે તેને કહ્યું, સોમદત્ત! દૈવકોપથી તારી જે દુઃખદાયક દશા થઈ છે, તે સાંભળીને હું બહુ દિલગીર થયો છું. જો મારાથી બની શકતું હોતતો આજ વખતે તારો જીવ બચાવત. તારી હકીકત સાંભળવાને મારૂં મન બહુ આતુર થયું છે; તેથી, તું અહિં આવ્યો ત્યાંસુધીમાં જે જે બનાવ બન્યા હોય તે સર્વ મને કહી સંભળાવીશ, તો હું તારો ઉપકાર માનીશ.

પછી સોમદત્તે કહ્યું, મહારાજ! ત્યાર બાદ હું રખડતો રખડતો કેટલાક દિવસે મારી સાથેના નાના પુત્ર અને નાના રાખેલા છોકરાને લઈને મારા ઘેર ગયો, અને થયેલા શોકને જરાક શમાવીને બંને બાળકોનું લાલન પાલન કરવા લાગ્યો. એમ કરતાં ઘણા દિવસ વહી ગયા પરંતુ મારી સ્ત્રી અને તેની સાથેના બે બાળકોની કશી ભાળ મળી નહિ. પછી નાનો પુત્ર સમજણો થયો એટલે તેણે તેની મા તથા તેના ભાઈ વિષે મને પૂછપરછ કરવા માંડી, અને તે સંબંધી હું જે જે ઉત્તર તેને આપતો તેથી તે સંતોષ પામતો નહિ. છેવટે તે જ્યારે અઢાર વર્ષની ઉમ્મરનો

થયો ત્યારે કેવળ અધીરો બન્યો, અને મારી પરવાનગી મેળવી તેના સોબતી કિંકરને સાથે લેઈ તેની મા અને તેના ભાઈને શોધવા નીકળી પડયો. મહારાજ! મારે આંધળાની લાકડી જેવો એ પુત્ર હતો તે પણ ગયો એટલે હું કેવળ નિરાશ થયો. તે વખતે મને એમ લાગ્યું કે, મોટો પુત્ર અને સ્ત્રી આ જન્મે તો ફરી મળવાની આશા નથી. મારૂં નસિબ એવું હશે, એમ વિચારીને હું હારી બેઠો. પણ મહારાજ! ભોગજોગે વળી મને તેમનો વિચાર થયો. બે વરસ વહી ગયાં પણ નાનો છોકરો પાછો આવ્યો નહિ, તેથી તેની આશા છોડીને પાંચ વરસથી હું ઘરબાર તજીને નિરંતર ભટક્યા કરૂંછું, પરંતુ કોઈપણ ઠેકાણે કંઈ પણ ભાળ મળતી નથી. અંતે કેવળ નિરાશ થઈને હું હેમકૂટ તરફ પાછો વળ્યો; અને ધાર્યું કે આટલું બધું ફર્યો ત્યારે જયસ્થલમાં પણ ખબર કહાડતો જાઊં. અહિં તેમનો પત્તો લાગવાની કંઈ આશા નહોતી, પરંતુ ખબર કહાડ્યા સિવાય બારોબાર ચાલ્યા જવાનું મારા મને કબૂલ કર્યું નહિ તેથી આવ્યો; એટલામાં સિપાઈઓ મને પકડીને આપની પાસે લાવ્યા મહારાજ! આજ સાયંકાળે મારા સર્વ દુઃખનો છેડો આવશે. કદાપિ, મારી સ્ત્રી અને છોકરા જીવતાં છે એવી ખબર મારા મરવા પહેલાં મને મળશે તોપણ તેથી મારા મનને કંઈપણ દિલગીરી થશે નહિ.

આ કાળજું કપાઈ જાય એવી હકીકત સાંભળી અતિશય દુઃખી થઈને રાજા **વિજયવલ્લભ** બોલ્યો, "**સોમ**-

ત્ત! મને લાગેછે કે તારા જેવો નિર્ભાગી પૃથ્વી ઉપર કોઈ નહિ હોય. ખમી શકાય નહિ એવાં દુઃખ સહન કરતાં કરતાં આવરદા પૂરો કરવાનેજ જાણે તું જન્મ્યો છું. તારૂં તમામ વૃત્તાન્ત સાંભળ્યાથી મારૂં હૃદય ભેદાઈ જાય છે. જો કદિ મુકરર કરેલા નિયમનું ઉલ્લંઘન થતું ના હોત તો ખચિત હું તારો જીવ બચાવત અહિં ચાલતા ધારા પ્રમાણે તને મોતની શિક્ષા ફરમાવવી પડી છે; જો હું દયાને વશ થઈ એ શિક્ષાથી તને બચાવું તો ઘણા કાળસુધી મારી પ્રજાને અણગમતો થઈ પડું અને આબરૂ પણ ખોઉં. તેટલા માટે, મારાથી માત્ર એટલું થઈ શકે તેમ છે કે સાયંકાળસુધી તને મહેતલ આપુંછું. તેટલા વખતમાં ગમે તે રીતે તું પાંચ હજાર રૂપિઆ ભેગા કરી લાવીશ તો તારો પ્રાણ બચશે; નહિતો તને ફરમાવેલી શિક્ષા અટકાવી શકાશે નહિ." પછી તેણે (રાજાએ) કામદારને કહ્યું, આ વણિકને યોગ્ય ઠેકાણે બંદોબસ્તથી રાખો; એટલે કામદાર, જેવી માહારાજની આજ્ઞા, એમ કહી નમન કરીને **સોમદત્તને** લેઈ ત્યાંથી વિદાય થયો.

હવે કર્ણપુરના જે લોકો **લલીતા** અને તેની સાથેના બે બાળકોને સમુદ્રમાંથી વહાણમાં નાંખી લેઈ ગયા હતા, તેમણે **લલીતાને** જવા દીધી અને તેની સાથેના બે બાળકો (**ચિરંજીવ** અને **કિંકર**) ને કનકાવતીના અધિપતિ મહા બળવાન અને પરાક્રમી વિખ્યાત વીર **વિજયવર્માને** ત્યાં વેચ્યા. તે પછી કેટલોક કાળ વિત્યાબાદ **વિજયવર્મા**, પો-

તાના ભત્રિજા **વિજયવલ્લભને** મળવા સારૂ **જયસ્થલ** ગયો. **વિજયવર્મા, ચિરંજીવ અને કિંકરને** એટલું બધું ચહાતો હતો કે તેમને પોતાની નજર આગળથી જરાએ દૂર ખશેડતો નહિ; તેથી તે **જયસ્થલ** ગયો ત્યારે પણ તેમને પોતાની સાથે લેઈ ગયો હતો. એ બાળકોને જોઈને તથા તેઓ શી રીતે **વિજયવર્માને** મળ્યા તે હકીકત સાંભળીને, **વિજયવલ્લભના** અંતઃકરણમાં અતિશય દયા ઉત્પન્ન થઈ. અને રહેતે રહેતે તેમનાપર તેને ઘણો સ્નેહભાવ થવા લાગ્યો. પછી **વિજ-યવર્મા** જ્યારે **જયસ્થલથી** વિદાય થવા માંડયો ત્યારે **વિજ-યવલ્લે**, એ બે બાળકોને પોતાની પાસે રાખવાની ઈચ્છા તેને જણાવી. તે ઉપરથી તેમને **જયસ્થલમાં** રહેવા દેઈને **વિજ-યવર્મા** પોતાની રાજધાની તરફ વિદાય થયો. એ બાળકોને પોતાની પાસે રાખવાની ધારણા પાર પડ્યાથી રાજા **વિજય-વલ્લભ** ખુશી થઈને ઘણા યત્નથી **ચિરંજીવનું** પાલનપોષણ કરવા લાગ્યો; અને જ્યારે તે નોકરી કરવાને લાયક થયો ત્યારે તેને સેનાધિપતિ નિમ્યો. તેપછી થયેલી દરેક લડાઈમાં **ચિ-રંજીવ** સૂક્ષ્મ બુદ્ધિ, કાર્યમાં કુશળપણું, અને નિર્ભયતા દેખા-ડવા લાગ્યો. એક વખતે રાજા **વિજયવલ્લભ** દુશ્મનોથી ઘે-રાઈ ગયો હતો અને એ લોકો તેને ઠાર કરવાની સંપૂર્ણ તૈયારીમાં હતા, તે વખતે માત્ર **ચિરંજીવના** બુદ્ધિબળ અને સાહસથીજ તેનો જીવ બચ્યો હતો. આથી ખુશી થઈને **વિજયવલ્લભ** તેના ઉપર ઘણી પ્રીતિ અને પુત્ર જેટલો પ્રેમ દેખાડવા લાગ્યો.

આ બનાવ બન્યો તે પહેલાં કેટલાક દિવસ ઉપર એ જયસ્થલ નગરનો રહેવાસી એક સદ્દગૃહસ્થ, પુષ્કળ પૈસો અને ચંદ્રપ્રભા તથા વિલાસિની નામની બે ઘણી રૂપાળી કન્યાઓ મૂકીને મરણ પામ્યો હતો. અને મરણ વખતે તેણે પોતાનો પૈસો અને કન્યાઓ મહારાજા વિજયવલ્લભને સોંપ્યાં હતાં. રાજાએ એ બે કન્યાઓમાંની મોટી ચંદ્રપ્રભાને ચિરંજીવ સાથે પરણાવી. આવા અસંભવિત બનાવથી ચિરંજીવ એકી વખતે એક રૂપવાન સ્ત્રીનો સ્વામી અને પુષ્કળ પૈસાનો માલિક થયો. એ પ્રમાણે રાજાના સ્નેહથી અને દયાથી જયસ્થલમાં તે એક પ્રખ્યાત પુરૂષ ગણાવા લાગ્યો, એટલુંજ નહિ પણ તેના સ્વભાવસિદ્ધ દયા, સજ્જનતા, ન્યાયીપણું અને નિઃસ્વાર્થ વ્યવહાર વગેરે સદ્દગુણથી સર્વ લોકોના સ્નેહપાત્ર અને પ્રતિષ્ઠિત થઈ પરમ સુખથી કાળ ગાળવા લાગ્યો.

ચિરંજીવ છેક બચપણમાં મા બાપથી વિખુટો પડ્યો હતો, અને ત્યાર પછી કદિ પણ તેમના વિષે કંઈ પણ બિના તેના જાણ્યામાં આવી નહોતી; તેથી કરીને, જગતમાં તેનું કોઈ સંબંધી છે કે નહિ તે તે જાણતો નહોતો. બચપણની સર્વ વાતને ભૂલી ગયો હતો. માત્ર એટલી વાત તેને ઝેવી તેવી યાદ હતી કે, વહાણ ડૂબવાથી તે સમુદ્રમાં પડ્યો હતો અને કોઈ પણ રીતે બચ્યો હતો. નહિતો, આ વખત જયસ્થલમાં તેની સાહેબીનો પાર નહોતો, તેથી જો તે જાણી શકત કે સોમદત્ત તેનો બાપ છે, તો એક પળવારમાં રાજાએ કરેલી શિક્ષાથી તેને છોડાવ્યો હોત.

જે દિવસે **સોમદત્ત** જયસ્થલમાં આવ્યો, તેજ દિવસે નાનો (હેમકૂટવાસી) **ચિરંજીવ**–જે **સોમદત્ત**ની સાથે રહેતો હતો અને પોતાની મા તથા ભાઈને શોધવા નીકળ્યો હતો તે–પણ તેના સોબતી નાના **કિંકર** સાથે ત્યાં આવ્યો હતો. અને તે પણ તેના પિતાની પેઠે પકડાઈને જરૂર ન્યાયસભામાં દોરાયો હોત તથા તેના જેવીજ શિક્ષાનો ભોગ થયો હોત પરંતુ દૈવજોગે એક પરદેશી મિત્ર તેને મળ્યો તેણે તેને કહ્યુ, ભાઈ ! તું અહિં શામાટે આવ્યો છે? કેટલાક દિવસ થયાં હેમકૂટના રહેવાસીઓ માટે અહિં બહુ સખ્ત કાયદો ચલાવવામાં આવે છે. ' હું હેમકૂટનો રહેવાસી છું ' એમ કહીને કોઈને તારી ઓળખાણ આપીશ નહિ. **મલયપુર** તારી જન્મભૂમિ છે અને ત્યાં તારો પુષ્કળ વેપાર ચાલે છે, તેટલા માટે કોઈ તને પૂછે તો **મલયપુર**નો રહેવાસી છું એમ કહેજે. અહિંના લોકો સાથે સહવાસ રાખીશ તો નક્કી તને મોતની શિક્ષા થશે. હેમકૂટનો રહેનાર એક ઘરડો વાણીઓ આજ અહિં આવ્યો છે, તેને મહારાજાના હૂકમ મુજબ આજ સૂર્યનારાયણ અસ્તાચલપર જાય ( આથમે ) તે પહેલાં ( સંધ્યાકાળે ) ગરદન મારવામાં આવશે. એટલા માટે જ્યાંસુધી તું અહિં રહે ત્યાંસુધી સાવધાન રહેજે. મારી પાસે જે કંઈ છે તે લે હું તમને આપું છું.

આ પ્રમાણે કહીને તેણે મહોરોની એક થેલી **ચિરંજીવ**ને અર્પણ કરી, તે તેણે ( ચિરંજીવે ) લેઈને કિંકરના હાથમાં આપીને કહ્યું, તું આ મહોરો લેઈને મુસાફરખા-

નામાં જા; અને કોઈના પણ હાથમાં એ જાય નહિ એવી રીતે હોશિયારીથી જાળવી રાખજે. હજુ મારે જમવાને એક કલાકની વાર છે, તેટલા વખતમાં હું પણ શેહેર જોઈને ત્યાં આવી પહોચું છું. તું હવે જલદી વિદાય થા. કિંકર, જેવી આપની આજ્ઞા, એમ કહી મુસાફરખાના તરફ ચાલ્યો. પછી ચિરંજીવે પેલા પરદેશી મિત્રને કહ્યું, ભાઈ! આ કિંકર મારો હમેશનો સોબતી અને ઘણો ભરૂસાદાર માણસ છે. એનામાં એક વિશેષ ગુણ એ છે કે, જ્યારે હું દિલગિરીમાં હોઊં ત્યારે તે ઠઠ્ઠા મશ્કરી અને ચાળા ચેટક કરીને મને ખુશ ખુશ કરી દેછે. ચાલો, હવે આપણે બંને ભાઈઓ શેહેર જોવા જઈએ. અને પછી મુસાફરખાનામાં જઈ સાથે બેશીને ભોજન વગેરે કરીએ. તેના ઉત્તરમાં પરદેશીએ કહ્યું, અત્યારે હું તમારી સાથે આવી શકીશ નહિ, કારણ કે અહિંના એક વાણીઆએ મને નોતરૂં દીધું છે, તેને ત્યાં તાકીદે જમવા જવાની જરૂર છે. તેના તરફથી મારાપર ઉપકાર થવાની આશા છે, તેટલા માટે તમે મને માફ કરો. સાંજે નક્કી તમને મળીશ અને સુવાનો વખત થશે ત્યાંસુધી તમારી પાસે રહીશ. આમ કહીને તે વિદાય થયો અને (હેમકૂટવાસી) ચિરંજીવ એકલો શેહેર જોવા ચાલ્યો.

હવે જયસ્થલવાસી ચિરંજીવ પરોઢીએ ઉઠીને ઘેરથી બહાર ગયો હતો તે જમવાનો વખત થયો ત્યાંસુધી પાછો આવ્યો નહિ, તેથી તેની સ્ત્રી ચંદ્રપ્રભાએ બહુ અકળાઈને કિંકરને બોલાવી કહ્યું, જો કિંકર, અત્યારસુધી એ

ઘેર આવ્યા નથી; મને લાગેછે કે કોઈ ભારે કામમાં ગું-
થાયાથી જમવાનો વખત થયાની ફામ તેમને રહી ન-
હિ હોય. તેટલા માટે તું દોડતો જઈને એમને બોલાવી લા-
વ. જો જે કંઈ પણ વાર કરતો નહિ. તેમના લીધે બધાં
ભૂખ્યાં બેશી રહ્યાં છીએ. કિંકર, જેવી આજ્ઞા, એમ કહીને
તુરત ચાલ્યો, અને થોડીવારમાં, શેહેર જોવા નીકળેલા હે-
મકૂટવાસી ચિરંજીવને રસ્તામાં દીઠો તેને પોતાનો શેઠ સ-
મજીને ઉતાવળો ઉતાવળો તેની પાસે જઈ પહોચ્યો.

બંને ચિરંજીવનાં અને બંને કિંકરનાં રૂપ, રંગ અને
આકૃતિ જન્મથીજ એક સરખાં અને બધી રીતે એવાં મ-
ળતાં હતાં કે, ઉમ્મર વધ્યાથી તથા અવસ્થા ફેર થયા
છતાં પણ, તેમાં જરાએ ફરક પડયો નહોતો. એકને જો-
યાથી તે બીજો છે એમ સમજાયજ નહિ. તેટલા માટે હે-
મકૂટવાસી ચિરંજીવને જોઈને જેમ જયસ્થલવાસી કિંકરે જા-
ણ્યું કે એ મારો શેઠ છે, તેમ જયસ્થલવાસી કિંકરને જો-
ઈને હેમકૂટવાસી ચિરંજીવે પણ તેને પોતાનો સોબતી કિં-
કરજ જાણ્યો. તેણે પોતાના સોબતીને કોઈ પણ કામે
બહાર મોકલ્યો નહોતો, તેથી તે કિંકરને પાસે બોલાવીને
પૂછ્યું, કેમ રે, તું આટલો ઉતાવળો કેમ આવ્યો? કિંકરે ક-
હ્યું, અત્યારે પણ ઉતાવળો કેમ આવ્યો એમ શા માટે
પૂછોછો? શું ત્યારે આથી પણ મોડો આવ્યો હોત તો સા-
રૂં એમ આપનું કહેવું છે? જમવાનો વખત થયાને એક પ-
હોર વેળા થઈ ગઈ ત્યાંસુધી આપ ઘેર આવ્યા નહિ તેથી શે-

હાબી બહુ અકળાઈ ગયાં છે. ઘણી વારથી રસોઈ તૈયાર થઈ છે અને ઠંડી થઈ જાય છે તેથી શેઠાણી તેને વારે ઘડીએ ઉન્હી કર્યા કરે છે. એમ વારંવાર રસોઈ ઠંડી થવાનું કારણ એ છે કે આપ ઘેર આવ્યા નહિ. ભૂખ લાગી નહિ હોય તેથી આપ ઘેર આવ્યા નહિ હો, કારણ કે આપે ચાંપીને નાસ્તો કર્યો હશે; પરંતુ આપના નહિ આવવાથી અમે બધાં ભૂખે મરીએ છીએ.

આ બધી હકીકત સાંભળીને હેમકૂટવાસી ચિરંજીવે ધાર્યું કે રમુજી કિંકરનાં આ બધાં કૌતુક છે. પછી તેણે ગં-રા આભાવ દેખાડીને કહ્યું, કિંકર! અત્યારે તારી રમુજ ગમ્મત હું ચહાતો નથી. મહોરોની જે થેલી તને આપી હતી તે કોને સોંપીને આવ્યો છું તે કહે. કિંકરે અચંબો પામીને કહ્યું, આ શું બોલો છો! તમે સોના મહોરો મને ક્યારે આપી છે? શેઠાણીના ઘોડાનો સાજ દુરસ્ત કરી આપ્યા બદલ સામડીઆને આપવા માટે માત્ર ચારઆના બુધવારને દિવસે મને આપ્યા હતા અને તે તેજ દિવસે મેં તેને પહોચાડ્યા છે, મારી પાસે રાખ્યા નથી. આ સાંભળી ઘણો ગુસ્સો કરીને ચિરંજીવ બોલ્યો, કિંકર, આ વખત મશ્કરીનો નથી; જો સારૂં ચાહાતો હોય તો બોલ કે મહોરો ક્યાં મૂકી? કોઈ કારણસર આપણે આ કેવળ અજાણ્યા અને પરાયા દેશમાં આવ્યા છીએ, ત્યાં તેં કેવા સાહસથી અને કોના કહેવાથી એ મહોરો બીજાને સોંપી છે? કિંકરે કહ્યું, શેઠજી! આપ જમવા બેસો ત્યારે રમુજ કરવી હોય તો કરજો, હું તે આ-

નંદથી સાંભળીશ. પણ હમણાં તો આપ ઘેર પધારો, કારણ કે આપને જલદી તેડી લાવવાનું શેઠાણીએ મને કહ્યું છે. વાર થશે અથવા આપને તેડ્યા સિવાય પાછો જઈશ, તો મારી કંબખ્તીનો પાર રહેશે નહિ, એટલુંજ નહિ, પણ માર ખાવા સુધીનો વખત પણ આવશે.

આ સાંભળી ચિરંજીવ છેક અધીરો થઈને બોલ્યો, કિંકર, તું કેવળ અજ્ઞાની છે. અત્યારે મને પસંદ નહિ છતાં પણ તું રમુજ કર્યા કરે છે, અને વારંવાર વાર્યા છતાં સમજતો નથી. સૌ વખતસરજ સારૂં લાગે. કવખતે અમૃત પણ સ્વાદ વગરનું અને ઝેર જેવું લાગે; માટે ડાહ્યો થઈને બોલ કે જે મહોરો મેં તને આપી હતી તે ક્યાં મૂકી છે? કિંકરે કહ્યું, શેઠજી! આપે મહોરો મને આપીજ નથી. ત્યારે ચિરંજીવે કહ્યું, કિંકર! આજ તને શું થયું છે તે સમજી શકાતું નથી. ગાંડાઇનો પાર નથી રહ્યો, માટે હવે સબુર કર, અને બોલ કે મહોરો ક્યાં અને કોની પાસે મૂકી આવ્યો છે? આવા પ્રશ્નથી કંટાળી કિંકરે કહ્યું, શેઠજી! અત્યારે મહોરોની વાત રહેવા દો; મને મહોરો આપી હોય તો પછી સમજાવીશ. હાલ એ સંબંધી કંઈ વિચાર મારા મનમાં છેજ નહિ. પરંતુ આજકાલ શેઠાણી ઘણાં ગુસ્સે રહે છે, તેથી તેમની બીકને લીધે હું ગાભરો બની ગયો છું. તેમણે આપને જલદી ઘેર તેડી લાવવાનું કહ્યું છે. આપને તેડી જઈશ નહિ, તો મારી રેવડી દાણાદાણ થશે; તેટલા માટે વિનંતિ કરીને કહું છું કે આપ જલદીથી ઘેર

ચાલો. શેઠાણી અને તેમની બેહેન એ બંને ઘણાં અકળાય-છે અને આપની વાટ જૂવે છે.

આ બધી વાત સાંભળી, ગુસ્સાથી ધ્રૂજતો ધ્રૂજતો ચિરંજીવ બોલ્યો, અરે પાપી! તું વારે ઘડીએ શેઠાણીનુ નામ દે છે, પણ તારી શેઠાણી કોણ છે તે હું કાંઈ જાણ-તો નથી. કિંકરે કહ્યું, કેમ શેઠજી! આપ કંઈ જાણતાજ નથી?! આપની ધણીઆણીને અમે સૌ શેઠાણી કહીએ છીએ, તેના સિવાય બીજી કોને શેઠાણી કહીએ? તેમણે આપને ઘેર તેડી જવા માટે મને મોકલ્યો છે. માટે ચાલો, હવે વાર કરશો નહિ. જમવાનો વખત વીતી જાય છે. ચિ-રંજીવે કહ્યું, કિંકર! નક્કી તારી અક્કલ મારી ગઈ છે, નહિ-તો ગાંડાની પેઠે આમ બકે નહિ. હું ક્યારે કોઈ પણ સ્ત્રી સાથે પરણ્યો છું કે તું વારંવાર મારી સ્ત્રી કહીને બોલેછે? અને અહિં મારૂં ઘરજ ક્યાં છે કે મને ઘેર તેડી જવાની આટલી બધી રીકઝીક કરે છે? આ સાંભળીને કિંકર હ-સતો હસતો બોલ્યો, શેઠજી! મને તો એમ લાગે છે કે આ-પનીજ અક્કલ મારી ગઈ છે અને આપજ ગાંડાની પેઠે બકો છો. આ બધી વાત શેઠાણી સાંભળશે તો તમને કંઈ ઑરજ શિક્ષા કરશે, અને તે વખતેજ અહિં આપનું ઘર છે કે નહિ, અને 'આપ કદિ કોઈ પણ સ્ત્રી સાથે પરણ્યા છો કે નહિ તે સહજ યાદ આવશે. ગમે તેમ હો, પણ આપ એકદમ આવા મસ્કરા કેમ થઈ ગયા છો?! કિંકરનું આવું બોલવું સહન નહિ થઈ શક્યાથી ચિરંજીવે તેને મા-

રવા માંડયો; તેથી કિંકર ભાન ભૂલીને બોલ્યો કે, શેઠજી! વગર વાંકે શા, માટે મારો છો? મેં શો ગુન્હો કર્યો છે તે? તમારી મરજી હોય તો ઘેર આવો અને મરજી ના હોય તો ના આવો; જેના કહેવાથી હું તેડવા આવ્યો છું તેની પાસે જઇને બધી હકીકત કહીશ.

એમ કહીને કિંકર ત્યાંથી ચાલ્યો. પછી ચિરંજીવ પોતાના મનમાંને મનમાં ઘડભાગ કરવા લાગ્યો કે, કોઈ ધુતારાએ જુક્તિથી એની પાસેથી મહોરો લેઈ લીધી હશે તેના ભયથી તે બેભાન થયો હોય એમ જણાય છે. જો એમ ના હોય તો આવાં ઢંગધડા વગરનાં વાક્ય તે કેમ બોલે? ચિત્ત ઠેકાણે હોય તે માણસ એવી સંબધ વિનાની વતો કહે નહિં. કદાચ તે કમનસિબ ગાંડો થયો હશે. બધા કહે છે કે અહિં ઈંદ્રિજાલની* વિદ્યા બહુ ચાલે છે. અહિંનાં લોકો એવા છાના વેશે ચાલે છે કે તેમનો પ્રપંચ કોઈ પણ કળી શકે નહિ. તેઓ અલૌકિક માયાજાળ પાથરીને પરદેશી લોકના જાનમાલની ખુવારી કરવાના ઉપાય કરે છે. સાંભળવામાં આવે છે કે અહિંની સ્ત્રીઓ કેવળ માયાવિની (બહુરૂપીની પેઠે તરેહ તરેહના વેશ અને છળ કપટ કરી છેતરનારી) છે અને તેઓ પરદેશી પુરૂષોને જોત જોતામાં મોહિત કરી દે છે. જે પુરૂષ એક વાર તેમની મોહજાળમાં બંધાયો તેનો છૂટકો થવાનો નહિ. હું અહિં આવ્યો તે

* તરેહવાર તમાસા અને કળી શકાય નહિ તેવી હાથચાલાકીના પ્રયોગને ઈંદ્રિજાલની વિદ્યા અથવા જાદુ કહે છે.

ઠીક કર્યું નહિ, માટે હવે જલદી જતા રહેવું એજ સારૂં છે. હવે મારે શેહેર જોવાની ઈચ્છા નથી. મુસાફરખાના-માં જઇને જલદી વિદાય થઈ શકાય તેમ કરૂં, કારણ કે આહિં હવે એક ઘડી પણ રહેવું ઘટારત નથી. આ પ્રમાણે વિચાર કરી શેહેર જોવાનું પડચું મૂકીને તે (ચિરંજીવ) ગાભરો ગાભરો ઝપાટાબંધ મુસાફરખાના તરફ ચાલ્યો.

ધણીને તેડીલાવવા કિંકરને મોકલ્યા પછી, ચંદ્રપ્રભા પોતાની બેહેનને કહેવા લાગી, વિલાસિની! જોને, ચાર ક-લાક થયા કિંકરને તેડવા મોકલ્યો છે પરંતુ હજુ સુધી એ આવ્યા નહિ, તેમ કિંકર પણ પાછો આવ્યો નહિ; તેનું કારણ શું હશે તે સમજી શકાતું નથી. વિલાસિની બોલી, મને લાગે છે કે કોઈ ઠેકાણેથી એમને તેડું આવ્યું હશે અ-ને ત્યાં ગયા સિવાય ચાલે તેમ નહિ હોય, તેથી ત્યાંજ તે જમ્યા હશે. તેટલા માટે હવે તેમની બાટ જોવાની જરૂર નથી; ચાલો આપણે જમી લઈએ. વખત વીતી ગયો છે મા-ટે હવે મોડું કરવું યોગ્ય નથી. એ આવીને તમને કંઈ એ-ક વાત કહેતાં કહેશે કે મને આવતાં વાર લાગી તેમાં તું એટલી બધી અધિરી કેમ થઈ અને શા માટે એટલી બ-ધી વાર સુધી વાટ જોઈ? પુરૂષ સર્વ વાતે સ્વતંત્ર છે અ-ને સ્ત્રીએ તેની ઈચ્છા પ્રમાણે ચાલવું પડે છે. પુરૂષના રો-ષ અથવા અસંતોષના ભયથી સ્ત્રીને જેટલું બીહીને તથા સા-વધાન રહીને સંસારધર્મ ચલાવવો પડે છે, તેટલી બીક અને સાવધાનીથી જો પુરૂષો ચાલતા હોય તો સ્ત્રીઓના સૌભા-

અનો પાર રહે નહિ. સ્ત્રીઓ કેવળ પરાધિન હોવાથી તેમને ઘણું ઘણું સહન કરીને ચાલવું પડે છે. તેટલા માટે તેઓ જો કંઈ પણ અભિમાન કરે તો તે ખોટું છે.

વિલાસિનીનું કહેવું સાંભળી બહુ રીસ કરીને ચંદ્રપ્રભા બોલી, સ્ત્રી કરતાં પુરૂષ શાથી વધારે સ્વતંત્ર છે તે હું સમજી શકતી નથી. વિચાર કરતાં સ્ત્રી પુરૂષ બંને સરખાં સ્વતંત્ર જણાય છે. એમાં ભેદ હોવાનું કંઈ પણ કારણ નથી. પુરૂષો તેમની મરજી પ્રમાણે ચાલે તો આપણે પણ શા માટે આપણી મરજી પ્રમાણે ના ચાલીએ? વિલાસિનીએ કહ્યું, તેમની ઈચ્છા તે તમારી ઈચ્છાના અખંડ બંધન રૂપ છે. ચંદ્રપ્રભા બોલી, ગાય ગધેડાં સિવાય એવું બંધન કોણ સહન કરે ? વિલાસિનીએ કહ્યું, બા, તું સમજ્યા વિના આમ ઉદ્ધતપણે વાત કરે છે. સ્ત્રીઓ ઈચ્છા પ્રમાણે સ્વતંત્રતાથી વર્તે તો તેનું પરિણામ અતિ દુઃખનું કારણ થઈ પડે. જલ, સ્થલ, આકાશ મંડળ, જ્યાં જૂવો ત્યાં સ્ત્રીની સ્વતંત્રતા જણાશે નહિ. કાં જલચર, કાં સ્થલચર, કે કાં ખેચર, સર્વ પ્રાણી માત્ર એજ નિયમ પ્રમાણે વર્તે છે.

આ બધી વાત સાંભળી ચંદ્રપ્રભા જરાવાર ચૂપ રહ્યા પછી મ્હો મલકાવીને મશ્કરીમાં બોલી કે, એવી પરાધિનતાના ભયથીજ તું વિવાહ કરવા ચહાતી નહિ હોય ! વિલાસિનીએ પણ હસતાં હસતાં ઉત્તર આપ્યો કે, હા, એ પણ એક કારણ ખરૂં; અને તે સિવાય પરણેલી અવસ્થામાં બીજી પણ કેટલીક હરકતો છે. ચંદ્રપ્રભાએ કહ્યું, મને

લાગે છે કે તું પરણીશ ત્યારે પુરૂષનું ઉપરીપણું અને તેનો જૂલમ વગર વાંધે સહન કરીશ. વિલાસિનીએ કહ્યું, પુરૂષનો અભિપ્રાય સમજી લેઈ તે પ્રમાણે ચાલવાનું બરાબર શીખ્યા સિવાય હું પરણીશ નહિ. તે સાંભળી ચંદ્રપ્રભા મ્હો મલકાવીને બોલી, બ્હેન! એમ ગમે તેટલો અભ્યાસ કરે, તોપણ એક ચિત્તે સંસારધર્મ ચલાવી શકાય નહિ. પગલે પગલે પુરૂષનો જૂલમ ત્યાં કેટલું સહન કરાય વારૂ? પુરૂષનાં આચરણ સબંધી તું વિશેષ જાણતી નથી તેથી એમ બોલેછે; પણ જ્યારે ઠોકર વાગશે ત્યારે સમજ પડશે. અત્યારે ગમે તેમ બોલે તેથી શું થાય? વળી પારકાંને શિખામણ દેતાં બહુ ડાહાપણ દેખાડાય પણ પોતાને માથે આવી પડે તે વખતે ઘેલછા થાય, વિચાર કરી શકાય નહિ, અને સહનશીલતા પણ ના રહે. અત્યારે મને ધીરજ આપવાને તું એમ બોલેછે; પરંતુ જ્યારે પરણીશ અને મારા જેવી સ્થિતિ થશે ત્યારે કેવી ધીરજ રાખી ચાલીશ તે જણાશે.

બે બ્હેનો આ પ્રમાણે વાતચીત કરેછે, તેટલામાં કિંકર દુઃખી ચેહેરે તેમની પાસે આવ્યો, તેને ચંદ્રપ્રભાએ પૂછ્યું, કિંકર, તું એકલો કેમ આવ્યો? ત્હારા શેઠ ક્યાં છે? એ તને મળ્યા કે નહિ અને ઘેર ક્યારે આવશે તે કહે. કિંકરે કહ્યું, શેઠાણી! બનેલી વાત કહેતાં મારો જીવ ચાલતો નથી, પરંતુ કહેવાની જરૂર છે માટે કહુંછું. મેં તેમને જે સ્થિતિમાં જોયા છે તે ઉપરથી તો સ્પષ્ટ સમજાય છે કે તેમની અક્કલ મારી ગઈ છે; ઘેલછાનાં તમામ લક્ષણ તે-

મનામાં જણાય છે. મેં તેમને કહ્યું, જમવાની વેળા વીતી જાય છે તેથી શેઠાણીના હુકમ પ્રમાણે હું આપને બોલાવા આવ્યો છું, માટે જલદી ઘેર ચાલો. પરંતુ મારા કહેવાપર કંઈ પણ લક્ષ નહિ આપતાં મને જોઈને તેમણે અણગમો દેખાડીને પૂછ્યું "મારી સોના મહોરો ક્યાં મુકી આવ્યો છે?" પછી જેટલી વાર મેં ઘેર આવવાનું કહ્યું તેટલીવાર તે અણગમો દેખાડવા લાગ્યા, અને "મારી સોના મહોરો ક્યાં છે?" એજ વાક્ય વારંવાર બોલવા લાગ્યા. મેં કહ્યું આપ અત્યારસુધી ઘેર આવ્યા નથી તેથી શેઠાણી બહુ અધીરાં થયાં છે. તે સાંભળી ઘણોગુસ્સો કરીને બોલ્યા, "ત્હારેવળી શેઠાણી ક્યાં છે? હું તો તેને ઓળખતો નથી. મારી સોના મહોરો ક્યાં મુકી છે તે કહેને."

આ હકીકત સાંભળી ચકિત થઈને વિલાસિનીએ પૂછ્યું, કિંકર! આ બધું તને કોણે કહ્યું? કિંકરે કહ્યું, મારા શેઠે. વળી તેમણે કહ્યું કે "મારે ઘર ક્યાં છે અને સ્ત્રી પણ ક્યાં છે? હું ક્યારે કોઈની સાથે પરણ્યો છું કે દરેક વાતમાં મારી સ્ત્રીનું નામ દેછે." અને છેવટે જ્યારે કંઈ બોલવાનું સૂઝ્યું નહિ ત્યારે બહુ રીસ ચડાવીને મને મારવા માંડયો. મારા કાન પાસે મારેલા ધુમ્માની આ નિશાનીઓ છે તે જૂવો. પછી ચંદ્રપ્રભા બોલી, તું ફરીથી જા અને ગમે તેમ કરીને એમને ઘેર તેડી લાવ. કિંકરે કહ્યું, હું ફરીથી જઈશ તોપણ માર ખાઇનેજ પાછો આવીશ. વધારે તો શું કહું પણ હું હવે માર ખાઈ શકીશ નહિ, માટે આપની મર-

જીમાં આવે તેને મોકલો. આ સાંભળી ચંદ્રપ્રભા બહુ ગુસ્સે થઈને બોલી, જો તું નહિ જાઊં તો હું ખૂબ શિક્ષા કરીશ. માટે જો ભલું ચાહે તો આ વખતે ઝટ જા. કિંકરે કહ્યું, અહિં તમે મને માર મારશો અને તે ત્યાં મારશે! બંને ઠેકાણે મારે તો દુઃખ છે; કોઈ પણ જગાએ નિરાંત નથી.

આમ કહીને કિંકર ત્યાંથી ચાલ્યો ગયો. તે પછી અદેખાઈથી ઘેરાયલી આંખે રોષભેર ચંદ્રપ્રભા કહેવા લાગી, વિલાસિની! તારા બનેવીની હકીકત સાંભળી કે? આ વખતે હવે તું મને શું સમજાવીશ તે કહે? તેમને ઘર નથી, સ્ત્રી નથી, અને તે પરણ્યા નથી, એ હકીકત સાંભળી કે? મેં કિંકરને તેડવા મોકલ્યો તેથી મારો તિરસ્કાર કરવાના હેતુથીજ વગર વાંકે તેને માર્યો. હમણા હું તેમને શૂળ જેવી લાગુંછું. હું તેમની વાટ જોઈને અત્યાર સુધી ભૂખી રહીછું અને તે બીજે ઠેકાણે અમન ચમનમાં કાળ ગાળે છે. તું ગમેતેમ કહે પણ અત્યારે તેમના ઉપર મને બહુ વહેમ આવે છે. મેં તેમનો શો ગુન્હો કર્યો છે તે હું કહી શકતી નથી. હું કંઈ એવી કદરૂપી કે નગુણી નથી કે જેથી તે આ પ્રમાણે મને તરછોડે. પણ બેહેન! આમ થવામાં બધો વાંક મારા નસિબનો છે; બીજા કોઈનો કાંઈ અપરાધ નથી!

બેહેનનો અભિપ્રાય જાણીને વિલાસિની બોલી, બા, અદેખાઈ એ સ્ત્રીઓનો મોટો શત્રુ છે. એને વશ થનાર સ્ત્રી જીવતા સુધી દુઃખ પામે છે; તેટલા માટે અંતઃકરણમાં વસેલા એ શત્રુને એકદમ દૂર કરો. આ સાંભળી બહુજ

દિલગીર થઇને ચંદ્રપ્રભા બોલી, વિલાસિની! માફ કર; હવે મારે ત્હારા ડહાપણનો ખપ નથી. આટલો બધો જૂલમ સહન કરવો એ મારૂં કામ નથી. હું એટલી બધી ટેક વગરની થઈ શકતી નથી કે તેમનાં આવાં આચરણ જોઈને મારા મનને દુઃખ ના લાગે. ભલે, તું ગમે તેમ કહે; પણ જો મ્હારો ધણી પેહેલાંના જેવો પ્રેમ રાખતો હોય તો અત્યાર સુધી આવ્યા વિના રહે નહિ, અને વગર વાંકે કિંકરને મારીને વિદાય પણ ના કરે. તું જાણે છે કે આજ કેટલાક દિવસ થયાં મને એક હાર ઘડાવી આપવાનું મેં તેમને કહ્યું છે. પણ અત્યારસુધીમાં એ હાર સંબંધી કંઈપણ તે બોલ્યા છે? શું કહું, આવા અભાવમાં જીવવું તે કરતાં મરવું તે બહુ સારૂં! જે બન્યું છે અને હવેપછી જે જે બનશે તેને લીધે કેટલું દુઃખ ભોગવવાનું મારા નસિબમાં છે તે કહી શકાતું નથી!!

બીજી તરફ હેમકૂટવાસી ચિરંજીવ શેહેર જોવાનું પડતું મૂકી ગાભરો ગાભરો મુસાફરખાનાં તરફ ગયાનું પાછળ કહી ગયા. ત્યાં જઈ ત્યાંના ઉપરી અધિકારીને કિંકર વિષે પૂછતાં તેણે કહ્યું કે, લગભગ ચાર કલાક થયા તે અહિં આવ્યો છે, અને તમે જે સોના મહોરો તેને આપી છે તે પેટીમાં મૂકી પેટી બંધ કરી રાખી છે. પછી ઘણી વાર સુધી વાટ જોઈ પણ તમે આવ્યા નહિ તેથી હમણાંજ તે તમને શોધવાને ગયો. આ હકીકત સાંભળી વહેમ લાવીને ચિરંજીવ મનમાંને મનમાં કહેવા લાગ્યો કે, આ અ-

ભિકારી કહે છે તે પ્રમાણે તો મેં કિંકરને સોના મહોરો આપીને વિદાય કર્યો ત્યારપછી તે મને મળે અને મારી સાથે વાતચીત કરે એ સંભવતું નથી. પરંતુ મેં તેની સાથે વાતચીત કરી છે અને છેવટે તેને માર પણ માર્યો છે. આ કહેછે કે તે હમણાંજ અહિંથી ગયો છે, તો એ કેવી રીતે બન્યું તે કાંઈ સમજી શકાતું નથી! એ પ્રમાણે મનમાં બડબાગ કરે છે એટલામાં તેનો કિંકર ત્યાં આવી પહોંચ્યો.

તેને જોતાં વેંતજ **ચિરંજીવે** પૂછ્યું, કેમ કિંકર, મશ્કરી કરવાની ટેવ તને આવી હતી તે નરમ પડી છે કે જેમની તેમ રહી છે? તને માર ખાવો બહુ સારો લાગેછે; માટે મારી ઈચ્છા છે કે ફરીથી અહિં પણ તું મશ્કરી કર. કેમ, "આજ મેં તને સોના મહોરો આપી નથી? તારી શેઠાણીએ મને બોલાવવા તને મોકલ્યો હતો? હું અહિંનો (જયસ્થલનો) રહેવાસી છું?" તારી અક્કલ મારી ગઈ છે નહિતો મારા પ્રશ્નોના ઉત્તર ગાંડાની પેઠે આપે નહિ. આ સાંભળી ચકિત થઈને કિંકર બોલ્યો, એ શું સાહેબ? હું એ બધું આપની પાસે ક્યારે બોલ્યો છું? ચિરંજીવે કહ્યું, થોડી વાર પહેલાં; મને લાગે છે કે અડધો કલાક પણ થયો નહિ હોય. કિંકર અચંબો પામીને બોલ્યો, મહોરોની થેલી આપીને આપે મને અહિં મોકલ્યો તે પછી હું અને આપ ક્યાંઈ મળ્યાજ નથી. તે સાંભળી ચિરંજીવ બહુ ગુસ્સે થઈને બોલ્યો, દુષ્ટ, તે પછી તું મને મળ્યોજ નથી ખરૂં કે? તું વારંવાર કહેતો હતો કે "તમે મને મહોરો આપી નથી,

શેઠાણીએ મને તમને તેડવા મોકલ્યો છે, અને તે ( શેઠાણી ) અને ત્હેની બેહેન મારી વાટ જોઈને જમ્યા વિના બેશી રહ્યાં છે." છેવટે બહુ રીસ ચડવાથી મેં તને માર પણ માર્યો હતો.

કિંકર આ બધી વાત સાંભળી, હાબો બનીને કેટલીક વાર સુધી પૂતળા જેવો થઈ રહ્યો. તે પછી, "શેઠ કૌતૂક કરેછે" એમ ધારીને બોલ્યો કે, સાહેબ, આટલા દિવસ પછી મશ્કરી કરવાનો ભાવ આપને થયો છે તે જાઈને હું ઘણો ખુશી થાઉંછું; પરંતુ આ વખતે આવી મશ્કરી શા માટે કરો છો તેનો કંઈ ભેદ મને સમજાતો નથી; માટે કૃપા કરીને તેનું કારણ કહો કે જેથી મારો વેહેમ દૂર થાય. ચિરંજીવે કહ્યું, ખરી વાત, હું મશ્કરી કરૂછું, તું કાંઈ કરતો નથી! આજ તને કુમતિ સૂઝી છે. આ વખતે તેં મને હદપાર દિલગીર કર્યો છે તે છતાં હજુ પણ તું કહેછે કે 'તમે મશ્કરી કરો છો' ત્યારે તારી કુમતિનું ફળ ભોગવ. એમ કહીને ગુસ્સા કરીને તેણે તેને ( કિંકરને) ખૂબ ઠોકયો.

એ પ્રમાણે માર ખાઈને કિંકર બોલ્યો, મેં શો ગુન્હો કર્યો છે કે આપે મને આટલો બધો માર્યો? ચિરંજીવે કહ્યું, તારો કાંઈ પણ વાંક નથી; બધો વાંક મ્હારોજ છે. ચાકરની સાથે શેઠે જેવી રીતે વર્તવુ જોઈએ, તેવી રીતે નહિ વર્તતાં હું તારી સાથે મિત્રભાવે વર્ત્યો, અને વખતોવખત તું જે ઠઠ્ઠા મશ્કરી કરે તે સાંભળી ખુશી થયો, તેથીજ તું આટલો બધો ચ્હડી વાગ્યો છે. વખત કવખતનો વિચાર તું કરતોજ નથી. મારી સાથે મશ્કરી કરવાની ઈચ્છા

તને થાય, ત્યારે હું ક્યાં અને કેવા વિચારમાં છું તે જાણી-
ને તેને અનુસરતું બોલવા માંડવું, નહિતો મારરૂપી ઓ-
સડથી તારો એ મશ્કરીરૂપી રોગ હું મટાડીશ. કિંકરે ક-
હ્યું, આપ શેઠ છો તેથી મને માર્યો અને હજુ મારવો હોય તો
મારો. હું ચાકર છું તેથી મુંગે મ્હોડે સહન કરીશ; પરંતુ
શા કારણથી મને માર્યો તે કહેશો નહિ ત્યાંસુધી હું મારી
જક છોડવાનો નથી. આમ વાત કરે છે તે વખતે બે આ-
બરૂદાર સ્ત્રીઓને પોતાની તરફ આવતી જોઈને ચિરંજીવે
કિંકરને કહ્યું, અરે મૂર્ખ ! સાવધ થા; અત્યારે હવે એ બ-
ધી વાત બોલીશ નહિ. મને લાગે છે કે બે ગૃહસ્થઘરની સ્ત્રી-
ઓ મારી પાસે આવે છે.

પોતાનો ( જયસ્થલવાસી ) કિંકર જલદી પાછો આ-
વ્યો નહિ, તેથી ચંદ્રપ્રભા છેક અધીરી થઈને બહેનને સા-
થે લેઈ પોતાના ધણી ચિરંજીવને ખોળવા માટે નીકળી હ-
તી. તે ઘણે ઠેકાણે ખબર કહાડ્યા પછી છેવટે મુસાફરખા-
નામાં આવી. ત્યાં હેમકૂટવાસી ચિરંજીવ તથા કિંકરને જો-
ઈને પોતાનો ધણી ( જયસ્થલવાસી ચિરંજીવ) અને પોતા-
નો કિંકર સમજીને તેમની પાસે ગઈ. હેમકૂટવાસી (મુસા-
ફરખાનામાંનો ) ચિરંજીવ પોતાના ચાકર કિંકર ઉપર ઘ-
ણો ગુસ્સે થયો હતો, તેણે આ વખતે પોતાનો ભાવ બ-
દલી શાન્ત પ્રકૃતિ દેખાડવાને પુષ્કળ પ્રયત્ન કર્યો, તથાપિ
એકદમ તે ભાવ બદલાયો નહિ. તેથી ચંદ્રપ્રભા તેના મ્હો
સામું જોઈ રહીને ટેકથી કહેવા લાગી, નાથ ! મને જોઈને-

જ તમારો ભાવ બદલાયો છે; ગુસ્સો અને અભાવ તમારા ચેહેરાપર બરાબર દેખાઈ આવે છે. **પણ જેને જોયાથી સુખ ઉત્પન્ન થાય તેની પાસે આવો ભાવ દેખાડો નહિ.** આ વખતે હું એ ચંદ્રપ્રભા નથી; તેમ તમારી સાથે પરણેલી સ્ત્રી પણ નથી. પહેલાં હું જે વાત કરતી તે તમારા કાનને અમૃતની વૃષ્ટિ જેવી લાગતી; હું તમારા સામું જોતી તે વખતે તમારી બંને આંખો પ્રીતિ રસથી ઊભરાતી; હું સ્પર્શ કરૂં તે વખતે તમારૂં સર્વ શરીર આનંદમય થતું; હું મ્હારા હાથે ના પીરસું તો સરસમાં સરસ જમવાના પદાર્થ પણ તમને સ્વાદિષ્ટ લાગતા નહિ; **તે વખતે મારા સિવાય બીજું કાંઈ જાણતા નહોતા;** અને જરાવાર હું નજર આગળથી દૂર જતી તો તમને દશે દિશા શૂન્ય જેવી લાગતી. પણ આજ એ બધા દિવસ જતા રહ્યા છે. માટે શા કારણથી આપનો ભાવ બદલાઈને આમ ઉલટો થઈ ગયો છે તે કહો. મારા પ્રાણનો આધાર માત તમેજ છો; તમારા સિવાય આ સંસારમાં મારે બીજું કોણ છે? તમે આમ નિર્દય થશો તો હું શીરીતે જીવી શકીશ ?! વિલાસિનીને પૂછો કે હમણાં મારા મનમાં કેટલું સુખ (!) છે! ખોટા ખોટા વિચાર થવાથી મારૂં શરીર સોસાઈ જાય છે. હું ખુલ્લું જોઊં છું કે મારા ઉપર આપનો પ્રેમ પ્રથમના જેવો નથી. અત્યારે જે તમારા પ્રેમનો ઉપભોગ કરનાર થયું હશે તેનાં ધન્ય ભાગ્ય. આ બધું જોઈ સાંભળીને હું જીવતી મુવા જેવી થઇ છું. માટે આમ જૂ-

વો; હવે નિર્દય ના થાઓ અને મને મર્મ દુઃખ ભોગવા-
વો નહિ. વળી માત્ર હુંજ આ દુઃખ ભોગવીશ એમ સ-
મજતા નહિ; આ વાત ફેલાશે તેથી તમે પણ સારા મા-
ણુસોમાંથી ટળશો તેનો વિચાર કરો.

ચંદ્રપ્રભાના ખેદ અને વિરહનાં વચન સાંભળીને આ—હે-
મકૂટવાસી **ચિરંજીવ** મૂઢ બની ગયો; અને શા કારણથી તે-
ના જેવા અજાણ્યા માણસને આ સ્ત્રી ધણી કહે છે તથા
તેના ધણીએ કરેલા ઉલટા આચરણના આરોપ ચઢાવી શા
માટે તેને નિંદે છે તેનો કંઇ પણ નિર્ણય તે કરી શક્યો નહિ,
તેથી સ્તબ્ધ થઇ રહ્યો. પણ થોડીવાર પછી તેણે વિચાર કર્યો કે,
આ સ્ત્રીએ જે કહ્યું તેનો કંઇ પણ ઉત્તર તો આપવો જો-
ઇએ; કેવળ ચૂપ રહેવું એ ઠીક નથી. આમ ધારીને તે અ-
ચંબો દેખાડી નમ્રતાથી બોલ્યો કે, હે ઘણાની વાતો કરનારી!
હું પરદેશી માણસ છું, અહિંનો—જયસ્થલનો—રહેવાસી નથી.
માત્ર ચારપાંચ કલાક થયાંજ હું પહેલ વહેલો અહિં આવ્યો
છું. અત્યાર પહેલાં મેં કદિ કોઈ ઠેકાણે તમને જોયાં નથી. તમે જે
સર્વ વાત મને કહી, તેનો એક અક્ષર પણ હું સમજી શ-
કતો નથી. ચિરંજીવનાં આવાં વાક્ય સાંભળી અચંબો પા-
મીને વિલાસિની બોલી, અરે આ શું! તમે એકીવારેજ મને
બોલતી બંધ કરી? તમારા મનનો ભાવ એકદમ આમ
કેમ બદલાઈ ગયો!! ભાઈ! ગમેતેમ હો, પણ અત્યાર પે-
હેલાં મારી બા (મ્હોટી બહેન) તરફ તમારો આવો ભાવ
ક્યારે પણ જણાયો નથી. મારી બાનો ગુન્હો શો છે? જ-

મવાનો વખત વીતી ગયો હતો તેથી કિંકરને તમને તેડવા સારૂ મોકલ્યો હતો.

વિલાસિનીએ આ વાત કહેતાંજ ચિરંજીવ બોલી ઊઠ્યો કે, શું કિંકરને મોકલ્યો હતો? તેમજ કિંકર પણ અચંબો પામીને પૂછવા લાગ્યો કે, શું મને મોકલ્યો હતો?! કિંકરના પૂછવાના જવાબમાં ચંદ્રપ્રભા ગુસ્સે થઈને બોલી કે, હા, તને મોકલ્યો હતો. તું એમને મળીને પાછો ઘેર આવી કહેતો હતો કે, તને એમણે માર્યો. વળી તું એવું પણ બોલ્યો હતો કે, તે કહે છે કે મારે ઘર નથી અને સ્ત્રી પણ નથી. આમ છતાં અત્યારે તું જાણે કાંઇ જાણતોજ નથી એવો ભાવ કેમ દેખાડે છે? ચંદ્રપ્રભાનાં આવાં વાક્ય સાંભળીને ઘણા ગુસ્સાથી ચિરંજીવે કિંકરને પૂછ્યું કે, આ સ્ત્રીઓ જોડે તારે વાતચીત થઈ હતી કે? કિંકરે કહ્યું, ના સાહેબ, હું એમની સાથે કેઈ વખત વાત કરૂં? વાત કરવાનું તો બાજુએ રહ્યું, પરંતુ અત્યાર પહેલાં મેં એમને કદિ જોયાંજ નથી ને. ચિરંજીવે કહ્યું, દુષ્ટ! તું જૂઠું બોલે છે. આ સ્ત્રીઓ જેજે વાત કહે છે તે સર્વ બરાબર તેં મારી પાસે આવીને કહી હતી. કિંકરે કહ્યું, ના સાહેબ, હું કદિપણ એવી વાત બોલ્યો નથી. મારી આટલી ઉમ્મરમાં મેં એમની સાથે ક્યારે પણ વાત કરી નથી. ચિરંજીવે કહ્યું, જો તું એમને ના મળ્યો હોઊં અને એમની સાથે વાતો કરી ના હોય તો મારૂં નામ તેઓ શી રીતે જાણે?

ચિરંજીવ અને કિંકરની તકરાર સાંભળી ચંદ્રપ્રભાને

બહુજ રીસ ચડી અને તેથી આ ચિરંજીવને પોતાનો ધણી જય-સ્થલવાસી ચિરંજીવ સમજીને દયાયુક્ત ચતુરાઈનાં વચનથી તેને કહેવા લાગી કે, નાથ ! આપને મારા ઉપર અભાવ ઉપજ્યો હોય તોપણ ચાકરની સાથે આવી રીતે ચાતુરી ચલાવીને તેનું અપમાન કરવું એ વાજબી નથી. મેં એવો શો અપરાધ કર્યો છે કે આપ આ પ્રમાણે છળ કરીને મને લાંછન લગાડોછો? તમે કદિ પણ મને તજી શકશો નહિ. તમારો ભાવ ગમે તેવો થાય તોપણ હુંતો તમારીજ થઈ રહેવાની. જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાંસુધી મારે તમારા શિવાય બીજું કોઈપણ નથી. તેમજ હું જીવુંછું ત્યાંસુધી તમે બીજીના કદિપણ થઈ શકવાના નથી. તમે સૂર્ય તો હું કમલિની છું; તમે ચંદ્રમા તો હું કુમુદિની ( પોયણી )છું; અને તમે વરસાદ તો હું બિજળી છું. તમે મારો પરિત્યાગ કરવા ચહાશો તોપણ હું તમને છોડવાની નથી. તેટલા માટે હવે ઘેર ચાલો. શામાટે લોકોને નકામા હસાવોછો!

આ બધી હકીકત સાંભળી ચિરંજીવ મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ શું ઝાંખરૂ વળગ્યું ? કોઈપણ માણસ કદિપણ આવી વિપત્તિમાં પડયો નહિ હોય. આતો ધણી સમજીને મારી સાથે સંભાષણ કરે છે! એના ભાવ ઉપરથી તો એમ સમજાય છે કે મને પરદેશી જાણીને એ મારી મશ્કરી કરતી નથી. એનો ચેહેરો અને રીતભાત જોયાથી સ્પષ્ટ માલમ પડે છે કે એ ગૃહસ્થનીદીકરી છે, સામાન્યાસ્ત્રી(વેશ્યા) નથી. તે છતાં હું કેવળ અજાણ્યો પરદેશી માણસ છું તેને ધણી સમજી ને કેમ વાત કરે છે?

શું હું ઊંઘમાં આ સ્વપ્નું જોઊં છું? અથવા મને શું ભૂત વળગ્યું છે કે તેથી બુદ્ધિ વિનાનો થઈ આ પ્રમાણે જોઊં અને સાંભળું છું? ગમે તેમ હો, પરંતુ કોઈ પણ સમજી શકાય નહિ એવા હેતુથી મારી જોવાની અને સાંભળવાની શક્તિ ખરેખરી બદલાઈ ગઈ છે એમાં કંઈ પણ શક નથી. હવે શો ઉપાય કરવો કે જેથી આ લપ છૂટે?

ચિરંજીવ આમ વિચાર કરે છે તેજ વખતે વિલાસિનીએ કિંકરને કહ્યું, તું જલદી ઘેર જઈને ચાકરોને કહે કે બધી રસોઈ બરાબર તૈયાર કરી રાખે, કે જેથી અમે ઘેર આવતાં વેંતજ જમવા બેસી જઈએ. તે વખતે કિંકર ચિરંજીવના સામું જોઈ આંખો મટમટાવી ગભરાયલા ચેહેરે કહેવા લાગ્યો, સાહેબ! આપ બરાબર તપાસ કર્યા સિવાય અહિં ક્યાં આવ્યા! આ ઠેકાણું કંઈ જેવું તેવું જણાતું નથી. અહિંઆં સર્વે માયા ( છળ ) અને ઈંદ્રજાળ ( જાદુ )જણાય છે. આપણે જલદી અહિંથી છૂટીશું એમ લાગતું નથી. જે રંગ દેખાય છે તે ઉપરથી મને તો આશા નથી કે આપણે જીવતા ઘેર જઈએ. આ મનુષ્યરૂપી શેઠાણીઓ એવી માયાવી લાગે છે કે તેમના પંજામાંથી આપણો સહજ છૂટકો થાય એમ લાગતું નથી. કોણ જાણે કેવીએ પળે આપણે અહિં પગ મૂક્યો છે! એમ જણાય છે કે એમના ( આ સ્ત્રીઓના ) મત પ્રમાણે ચાલીશું નહિ, તો નક્કી આપણા જીવ જોખમમાં આવી પડશે. તેટલા માટે જે કર્તવ્ય હોય તેનો વિચાર કરો. કિંકરનું આ

સઘળું કહેવું સાંભળી સહુ દિલગીર થઈને વિલાસિની બોલી, અરે કિંકર! મશ્કરી કરવામાં તું બહુ કુશળ છે તે હું ઘણા વખતથી જાણુંછું; હવે તારે એ વિષયમાં નિપુણતા દેખાડવાનું રહ્યું નથી. અમે ઘણાં હેરાન થઈએ છીએ, માટે અત્યારે શાન્ત થા અને જે કહીએ તે સાંભળ. આ સાંભળી અતિશય વેહેમાઈને કિંકરે ચિરંજીવને કહ્યું, સાહેબ! મારી અક્કલ મારી ગઈ છે માટે અત્યારે જે કરવા યોગ્ય હોય તે કરો. ચિરંજીવે કહ્યું, માત્ર તુંજ એવો થયો છે એમ નથી; આ બધું જોઈ સાંભળીને હું પણ તારા જેવો અક્કલ વગરનો થઈ ગયો છું. આ વખતે ચંદ્રપ્રભાએ ચિરંજીવનો હાથ પકડી કહ્યું, હવે કેમ છે? ઘેર ચાલો; ચાકરે પણ સલાહ કરીને આજ મને ખરેખરૂં નિચું જોવરાવવાનું કર્યું છે. બહુ વાર થઈ ગઈ છે માટે હવે ખોટી થવાનું કામ નથી. એ પ્રમાણે કહીને તે (ચંદ્રપ્રભા) તેને (હેમકૂટવાસી ચિરંજીવને) બળ કરીને ઘર તરફ લેઈ ચાલી. આ વખતે લોહચુંબકથી ખેંચાયલા લોહોડાની પેઠે ચિરંજીવ કેવળ લાચાર થઈ ગયો અને અડચણ અથવા નામરજી દેખાડી શક્યો નહિ. થોડી વારે ઘરમાં પહોંચ્યા પછી ચંદ્રપ્રભાએ કિંકરને કહ્યું, હવે બારણાં બંધ કરી રાખ, અને જો કોઈ તારા શેઠને મળવા આવે તો કહેજે કે આજ તેમની મુલાકાત થશે નહિ. ગમે તે આવે અને ગમે તેવું કારણ બતાવે તોપણ તેને ઘરમાં પેસવા દેઈશ નહિ. પછી ચિરંજીવને કહ્યું, નાથ! આજ હું તમને ઘરમાંથી બહાર જવા દેઈશ નહિ, કારણ કે મારે

તમારી સાથે ઘણી ઘણી વાતો કરવાની છે. આ સઘળું જો-ઈ સાંભળીને મૂઢ જેવો બની જઈ ચિરંજીવ વિચાર કરવા લાગ્યો કે—આજ મારા નસિબે આ શું થયું? હું પૃથ્વીપર છું કે સ્વર્ગમાં છું? ઊંઘુંછું કે જાગુંછું? મારૂં ભાન ઠેકાણે છે કે ગાંડો થયો છું? એમાંનું કાંઈ સમજી શકાતું નથી. આ વખતે શું કરવું? હમણાં તો એની મરજી પ્રમાણે વર્તવું એ-જ સારૂં છે, પછી જેમ નસિબમાં હશે તેમ બનશે. ચિ-રંજીવને ઘરના અંદરના ભાગમાં જતો જોઈ કિંકરે તેને પૂ-છયું, સાહેબ! હું બારણા પાસે બેશી રહું કે? ચિરંજીવે તેને કંઈ પણ ઉત્તર આપ્યો નહિ, પરંતુ ચંદ્રપ્રભાએ કહ્યું, ખબર રાખજે કે કોઈ પણ ઘરમાં આવી શકે નહિ. જો કોઈપણ મા-ણસ અંદર આવશે તો હું તને ખૂબ શિક્ષા કરીશ. એમ હૂકમ કરી ચિરંજીવને સાથે લેઈને તે અંદરના ભાગમાં ચાલી ગઈ.

## પ્રકરણ ૩ જું.

ચંદ્રપ્રભાના હૂકમ પ્રમાણે જયસ્થલવાસી કિંકર પો-તાના શેઠને શોધી કાઢવા માટે બીજીવાર ગયો તે વખતે લક્ષ્મીદાસ સોનીની દુકાને તેને જોઈને તે બોલ્યો, શેઠજી! હજુ સુધી આપને ભૂખ લાગી નથી કે શું? જલદી ઘેર ચાલો, કારણકે શેઠાણી આપને માટે બહુ અકળાય છે. થો-ડીવાર પહેલાં આપણે મળ્યા તે વખતે આપે જેજે હકીકત મને કહી હતી તથા વગરવાંકે મને માર માર્યો હતો તે સર્વ

મેં ઘેર જઈને શેઠાણીને કહ્યું છે. આ સાંભળી ચિરંજીવ અચંબો પામીને બોલ્યો, આજ હું તને ક્યારે મળ્યો છું, ક્યારે મેં તને કંઈપણ વાત કહી છે અને ક્યારે માર માર્યો છે? ! વારૂ તે ગમે તેમ હો, પણ તારી શેઠાણીને તેં શુંશું કહ્યું છે તે બોલ. તેણે કહ્યું, કેમ, આપે નહોતું કહ્યું કે "હું ક્યાં જાઉં, મારે ઘર નથી, હું પરણ્યો નથી અને મારે સ્ત્રી નથી?" એ બધી વાત મેં તેમને (શેઠાણીને) કહી છે. તેટલા માટે તેમણે ફરીથી મને આપની પાસે મોકલ્યો છે અને કહ્યું છે કે જેમ બને તેમ જલદીથી એમને ઘેર તેડી લાવ.

આ હકીકત સાંભળીને ઘણા ગુસ્સાથી ચિરંજીવ બોલ્યો, અરે પાપિષ્ઠ! આવી તાલમેલ તું ક્યાંથી શીખ્યો? તેં કેટલી બધી કલ્પિત વાતો સંભળાવીને તેનું મન નકામું દુઃખાવ્યું છે? એમ કરવામાં તારી મતલબ શી છે તે સમજાતું નથી! તું મને મળ્યો નથી તે છતાં મારૂં નામ દઈને તેં તેને એ બધી હકીકત કહી છે. કિંકરે કહ્યું, મેં એકે ખોટી વાત તેમને કહી નથી. આપણે મળ્યા તે વખતે આપે જે જે કહ્યું અને કર્યું હતું તે કરતાં વધારે કંઈ પણ મેં કહ્યું નથી. આપને જે વખતે જેમ ઠીક પડે છે તે વખતે તેમ બોલો છો અને કરોછો. આપે મને જે માર માર્યો છે તેની નિશાની જૂવો મારા કાન પાસે આ રહી. અત્યારે પણ શું માર મારવા સુધી ટંટો કરવા ચહાઓ છો? આ સાંભળી ચિરંજીવ ક્રોધથી અધીરો બનીને બોલ્યો, હવે તને શું કહું ?! તું ગધેડો છે. કિંકરે કહ્યું, એમાં શો શક? જો હું ગધેડો નાહોત તો આ-

ટલો બધો માર શી રીતે સહેન કરી શકત ?! ગધેડો ઘણો માર ખાય અને તેનો કંઈપણ ઉપાય ના ચાલે ત્યારે લાત-પણ મારે. તેટલા માટે મેં પણ તેમ કર્યું; માટે હવેથી વિ-ચાર કરજો અને વાતેવાતે મને મારવાની ઈચ્છા કરશો નહિ.

કિંકરનું બોલવું સાંભળી બહુ દિલગીર થઈને **ચિ-રંજીવે** તેને કંઈ પણ ઉત્તર ન આપતાં **લક્ષ્મીદાસ** સોનીને કહ્યું, જોયું, મને ઘેર જતાં વાર થઈ તેથી મારી સ્ત્રી બહુ વાટ જોઈને દિલગીર થઈ છે અને તરેહવાર શંકાઓ કરી ટં-ટા કરવાની છે. તેટલા માટે તું મારી સાથે ચાલ; અને તે-ને એમ કહે કે, "તમારા માટે જે હાર હું બનાવુંછું તે અ-ત્યારે તૈયાર થવાનો હતો; અને તે થાય તો લેઈને ઘેર આ-વવાના વિચારથી શેઠ મારી દુકાને બેઠા હતા." સાંજે હા-ર તૈયાર કરી કાલે સવારે તું તેને આપી આવજે. સોનીને આ પ્રમાણે કહ્યા પછી પાસે બેઠેલા **રત્નદત્ત** નામે શેઠને **ચિરંજીવે** કહ્યુ, આપ પણ અમારી સાથે ચાલો; આપણે બધા સાથે જમીશું. ઘણા દિવસ થયા આપ મારે ઘેર જમ્યા નથી. પછી **રત્ન-દાસ** તથા **લક્ષ્મીદાસે** તેનું કહેવું કબૂલ કર્યું તેથી **ચિરંજીવ** તે બંનેને સાથે લેઈને ઘર તરફ ચાલ્યો.

થોડીવાર પછી ઘરની પાસે આવ્યા ત્યાં **ચિરંજીવે** જોયું તો બારણાં વાસેલાં છે. તે વખતે તેણે **કિંકરને** કહ્યું કે, તું આગળ જા અને અમે ત્યાં આવીએ તે પહેલાં બા-રણાં ઊઘડાવી રાખ. કિંકર ઝટપટ બારણા પાસે ગયો અને ઘરમાંના નોકરોનાં નામ દેઈને બારણાં ઉઘાડવાને કહ્યું; પ-

રંતુ ચંદ્રપ્રભાના હૂકમ પ્રમાણે હેમકૂટવાસી કિંકર આ વખતે દ્વારપાળનું કામ કરતો હતો તેણે અંદરથી પૂછ્યું કે, તું કોણ છે અને શામાટે બારણાં ઉઘાડવાનું કહે છે? શેઠાણીએ હૂકમ કર્યો છે માટે હું કદિ બારણાં ઉઘાડવાનો નથી અને કોઈને પણ ઘરમાં પેસવા દેઈશ નહિ. તેટલા માટે તું અહિંથી ચાલ્યો જા, અથવા મરજી હોય તો રસ્તામાં બેસીને રો." આ પ્રમાણે જવાબ અને તિરસ્કારનાં વચન સાંભળી જયસ્થલવાસી કિંકરે કહ્યું, "તું કોણ છે અને ક્યાંનો આદમી છે? આ ત્હારૂં કેવું આચરણ? શેઠ રસ્તામાં ઊભા રહ્યા છે અને તું બારણાં ઉઘાડતો નથી!" હેમકૂટવાસી કિંકરે કહ્યું. "ત્હારા શેઠને કહે કે તે જે ઠેકાણેથી આવ્યા હોય તે ઠેકાણે પાછા જાય; હુ કોઈપણ રીતે તેમને આ ઘરમાં પેસવા દેઈશ નહિ."

કિંકરના કહેવાથી બારણાં ઊઘડયાં નહિ તે જોઈને ચિરંજીવ બોલ્યો "ઘરની અંદર કોણ છે તે કહે અને જલદી બારણાં ઉઘાડ." તેના જવાબમાં હેમકૂટવાસી મશ્કરા કિંકરે કહ્યું "તમે શા માટે બારણાં ઉઘડાવો છો તે પ્રથમ મને કહો એટલે પછી હું ક્યારે બારણાં ઉઘાડીશ તે આપને કહીશ." ચિરંજીવે કહ્યું, "જમવાને માટે; આજ અત્યારસુધી હું જમ્યો નથી." કિંકરે કહ્યું, "અહિંઆં તમારે જમવાની કશી ગોઠવણ નથી; મરજી હોય તો બીજા કોઈપણ વખતે આવજો." તે વખતે ચિરંજીવે ક્રોધ કરીને તેને પૂછ્યું, "અરે તું કોણ છે જે મને મારા ઘરમાં પેસવા દેતો નથી?" કિંકરે કહ્યું,

" અત્યારે હું દ્વારપાળનું કામ બજાવુંછું અને મારૂં નામ કિંકર છે." આ સાંભળી જયસ્થલવાસી કિંકર બોલ્યો. " અરે દુષ્ટ! તુ મારૂં નામ અને કામ લેઈ બેઠો છે કે? જો ભલું ચાહાતો હોય તો જલદી બારણાં ઉઘાડી દે. શેઠ ક્યાંસુધી રસ્તામાં ઊભા રહે?" તોપણ હેમકૂટવાસી કિંકરે બારણાં ઉઘાડ્યાં નહિ; ત્યારે જયસ્થલવાસી કિંકરે પોતાના શેઠને કહ્યું, " સાહેબ! આજ કંઈ સારાં ચિન્હ જણાતાં નથી; અને જલદી બારણાં ઉઘાડશે એમ લાગતું નથી. માટે તમે હૂકમ કરો તો ધક્કા મારીને બારણાં ભાગી નાંખુ. આમ ક્યાંસુધી આપ ઊભા રહેશો? વળી આપ આ બે ગૃહસ્થોને તેડી લાવ્યા છો તે પણ ઘણા હેરાન થાય છે."

આ વખતે ચંદ્રપ્રભાએ અંદરથી ( અંદરના ) કિંકરને પૂછ્યું, "એ લોક કોણ છે? અને શા માટે બારણા આગળ ભેગા થઈને ગરબડ કરે છે?" કિંકરે કહ્યું, " શેઠાણી! ગરબડની વાત શું કરવા પૂછોછો? આપનું આ શેહેર ખરાબ માણસોથી ભરપૂર છે ત્યાં ગરબડની શી કમિના!" ચંદ્રપ્રભાનો સાદ સાંભળીને જયસ્થલવાસી ચિરંજીવ બોલ્યો, " અરે એ*! આજ આ શી ધામધૂમ છે?" તે સાંભળી ચંદ્રપ્રભા અંદર રહ્યે રહ્યે ઘણા ગુસ્સાથી બોલી, " તું અકર્મી ક્યાંનો છે? દૂર જા, બારણા પાસે ગરબડ કરીશ નહિ. અભાગિયા! ખાલી ફિશિયારી ના કર. રસ્તામાં ઊભો રહીને મને

---

* પોતાની સ્ત્રીનું નામ નહિ દેતાં તેને "એ" કહીને બોલાવવામાં આવે છે.

એ કહીને કેમ બોલાવે છે ? " આ સાંભળી જયસ્થલવાસી કિંકરે પોતાના શેઠને કહ્યું, " બહુજ શરમની વાત છે કે આ બે ગૃહસ્થ ઊભા રહ્યા છે અને આપણે બારણાં ઊઘડાવી શકતા નથી. માટે જેમ જલદી ઉઘાડે તેમ કરો. " ત્યારે ચિરંજીવે કહ્યું, "કિંકર, આજની ધામધૂમ વિષે મને કંઈ સમજણ પડતી નથી. જેજે સાંભળ્યું અને જોયું તેથી હું મૂઢ બની ગયો છું. " તે વખતે કિંકરે કહ્યું, " ત્યારે હવે વાર કરવાનું કામ નથી; બારણાં ભાગી નાંખો. " ચિરંજીવે કહ્યું, " આખરે એજ સલાહ ઠીક લાગે છે; બારણાં ભાગ્યા સિવાય બીજો ઉપાય જણાતો નથી. માટે જા, જ્યાંથી મળે ત્યાંથી જલદી બે ત્રણ કોહોવાડા લેઈ આવ." પછી "શેઠનો જેવો હૂકમ " એમ કહીને કિંકર તેજ વખતે કોહોવાડા લેવા ચાલ્યો.

એ વખતે રત્નદત્તે ચિરંજીવને કહ્યું, " ભાઈ સાહેબ ! ધીરજ રાખો. કોઈ પણ રીતે બારણાં ભગાશે નહિ. જેજે જોયું અને સાંભળ્યું તે ઉપરથી ક્રોધને શમાવવો એ સહજ નથી. જ્યાંસુધી શરીરમાં લોહી અને માંસ છે ત્યાંસુધી આવું અપમાન સહન થાય નહિ. પરંતુ સંસારી માણસે બહુ બહુ વિચાર કરીને કામ કરવાનાં છે. અત્યારે ગુસ્સાને લીધે આપ કોઈ એક કામ કરશો, પરંતુ ગુસ્સો મટ્યા પછી તેથી હદપાર દિલગીર થશો. આગળ પાછળનો વિચાર કર્યા વિના કોઈ પણ કામ કરવું ઘટારત નથી. જો આ ખરા બપોરે આપ બારણાં ભાગવા માંડશો, તો રસ્તે જ-

તા લોકો ભેગા થઈને કેટલા બધા ખોટા વિચાર કરશે? તે-
ઓ આપના ઉપર હદપાર કલંક ચઢાવશે. લોકોને બગ-
દોઈ કરવી બહુ સારી લાગે છે. નિંદા બગદોઈ કરવાને મા-
ટે માણસો કેટલી બધી ખોટી ગપો ચલાવે છે, અને એવી
કલ્પિત ગપો સાંભળનારને પ્રિય લાગે તેટલા માટે તેમાં કેટલું
બધું મીઠું મરચું તેઓ ભભરાવે છે તે આપ સારી પેઠે જાણ-
તા હશો. કોઈ માણસનાં વખાણ કરવાનાં હજારો કારણો હોય,
તોપણ ઘણા લોકો ભુલાઈને તે ઉપર ધ્યાન આપતા નથી; પરંતુ
નિંદા કરવાનું જરા પણ કારણ મળે તો મનમાં ખુશી થઈને બગ-
દોઈ કરવા તૈયાર થઈ જાય છે. આપ બહુ ભલા માણસ છો;
આપે કદિ પણ કોઈનું ભૂંડું કર્યું નથી, પણ બની શકે ત્યાં-
સુધી સૌનું સારૂં થાય તેમ કરો છો; અને આપનો કોઈ સામા-
વાળીઓ કે દુશ્મન નથી પણ સર્વ મિત્ર અને હેતસ્વી છે,
એમ સમજો છો. પરંતુ આપનું એ સમજવું ભૂલ ભરેલું
છે. કારણ કે આપે ખરા મનથી જેમના ઉપર ઉપકાર ક-
ર્યા છે, અને જેમને આપના મિત્ર કરીને માન્યા છે, તે-
માંના ઘણાખરા આપના ઉપર દાઝે બળે છે. એ બધા
લોકો બનશે તેટલી આપની કુથલી કરશે. કેટલાક નિસ્પૃહી
માણસોજ આપના ગુણ બરાબર સમજનારા છે. તેઓ દ-
યા, સજ્જનતા વગેરે આપના સદ્‌ગુણથી મોહ પામીને સ્પ-
ષ્ટ રીતે આપનાં વખાણ કરે છે. પ્રથમ આપ એક સાધા-
રણ માણસ હતા, પરંતુ હવે અહિં ઘણા આબરૂદાર અને
પ્રખ્યાત પુરૂષ થયા છો; તેથી કરીને, જે માણસો વંશપ-

રંપરાથી મોટા માણુસ ગણાતા આવ્યા છે તેઓમાંના ઘણા-ખરાના મનમાં આપના ઉપર અદેખાઈ છે. તેઓ જેમ જે-મ લાગ ફાવેછે તેમ તેમ આપે આદરેલાં દરેક કામ ક-થળી જાય તેમ કરે છે. અને જે કામ આપે ધર્મનું જા-ણીને કર્યું હોય, તેને કોઈ પણ રીતે ખરૂં ઠરવા દેતા નથી. મેં ઘણીવાર ઘણે ઠેકાણે જોયું છે કે, આપે આદરેલાં કામ-નાં કોઈ વખાણ કરે તે એ લોકો બિલકુલ સહન કરી શ-કતા નથી; પણ એવાં કામ આપે ભૂંડા ભાવથી અથવા સ્વાર્થ સાધવાને આદરેલાં છે એમ ઠરાવવાને તેજ વખતે તાલમેલ કરે છે, અને છેવટે કેવળ અસંભવિત ગપો મા-રી, આપના નિર્મળ આચરણને નઠારાં કલંક ચડાવેછે. માટે અત્યારે આપ બારણાં ભાગવાનું કરશો તો એ લોકોને નિંદા કરવાનો લાગ મળશે અને તેથી તેવા મહા પુરૂષો(!)ના આ-નંદનો પાર રહેશે નહિ. તેઓ એકદમ આપને નરકમાં નાં-ખી દેશે—મતલબ કે આપને વગોવવામાં બાકી રાખશે નહિ. આજજ અમે આપની સ્ત્રીને આવી ચરિત્રની ભરેલી જાણી. પરંતુ તે અણસમજણી નથી. અત્યારે તે બારણાં બંધ કરાવીને આપને ઘરમાં પેસવા દેતી નથી તેમાં નક્કી તેનો કંઈ શુભ હેતુ હશે એમ લાગે છે. એ હેતુ આપ જાણતા નથી, પરંતુ જ્યારે આપ તેને મળશો ત્યારે જરૂર તે આપને સમજા-વશે. તેટલા માટે મારૂં કહેવું ધ્યાનમાં લો. હવે અહિં ઊ-ભા રહી લોક ભેગા કરવાની જરૂર નથી; માટે ચાલો અ-ત્યારે આપણે બીજે ઠેકાણે જઈને જમીએ. રાત્રે આપ એ-

ક્ષા આવીને આ ઉલટા બનાવનું કારણ જાણી લેજો."

રત્નદત્તનું કહેવું સાંભળીને **ચિરંજીવ** થોડી વાર ચૂપ રહ્યા પછી બોલ્યો કે, "આપ સારી સલાહ આપો છો ધીરજ રાખીને અહિંથી ચાલ્યા જવું એ મને પણ ઠીક લાગેછે. અત્યારે ગમે તેમ બોલે છે, પણ મારા ઘરવાળી અણસમજુ તો નથી. પરંતુ તેનામાં એક મોટો અવગુણ એ છે કે, મને ઘેર આવતાં વાર થાય તો તે છેક અધીરી અને ગાંડા જેવી બને છે, અને મનમાં બહુ બહુ ખોટા વિચાર કરીને વિના કારણે મારી સાથે ટંટો કરે છે. અધુરામાં પૂરૂં કિંકરે આજ તેને ઘણી ગુસ્સે કરીછે અને તેથીજ આવો અનર્થ ઉત્પન થયો હોય એમ લાગે છે." પછી તેણે **લક્ષ્મીદાસ** સોનીને કહ્યું "તમે જલદી ઘેર જાઓ અને તપાસ કરો કે હવે હાર તૈયાર થયો છે? અમે **અપરાજીતાને** ઘેર બેશીશું, ત્યાં તમે એ હાર લઈને આવજો. જો જો કોઈ પણ બાહાને વાર લગાડશો નહિ. એ હાર હું આપીશ એટલે એને ખરેખરો ફટકો લાગશે, અને હવે પછી કદિ પણ મારી સાથે આજની પેઠે વર્તશે નહિ" પછી "બનશે તેટલી તાકીદે હું હાર લેઈને આપની પાસે આવુંછું" એમ કહીને **લક્ષ્મીદાસ** ત્યાંથી દોડતો પોતાની દુકાને ગયો અને **ચિરંજીવ** તથા રત્નદત્ત ધારેલે ઠેકાણે ( **અપરાજીતાને** ઘેર ) ગયા.

આ તરફ **હેમકૂટવાસી ચિરંજીવ, ચંદ્રપ્રભાની** સાથે જમતી વખતે છેક મુંગોજ રહ્યો, અને **ચંદ્રપ્રભા** તથા **વિલાસિનીએ** જે જે પૂછ્યું તેનો કંઈ પણ ઉત્તર આપ્યો નહિ.

પણ "હું ક્યાં આવ્યો છું, શું કરૂંછું, અને અંતે કેવું દુઃખ-પડશે," એવા એવા ભૂંડા વિચારોમાં લીન થઇ જવાથી સારી રીતે જમી શક્યો પણ નહિ. તેનો આવો ભાવ જોઈને ચં-દ્રપ્રભાએ નક્કી ધાર્યું કે, "એ એકદમ મારાથી રીસાઈને પ્રેમ વિનાના થઈ ગયા છે." આમ ધારીને તે માથું કૂટતી તથા રડતી રડતી ઘરના અંદરના ભાગમાં જઈ ભોંય ઉપર પ-ડી. આ વખતે **ચિરંજીવ** સિવાય બીજું કોઈત્યાં નહિ હો-વાથી વિલાસિનીએ તેને ( **ચિરંજીવને** ) પૂછવા માંડયું કે, ભાઇ! તમે મારી મ્હોટી બેહેનના ધણી નથી એમ વારંવાર કહો છો તેનું કારણ શું છે? તમે તેનાથી આટલા બધા કં-ટાળ્યા છો, પણ હું તો તેનો એવો કંઈ વાંક જોતી નથી. તમારા બંનેના પ્રેમમાં દિવસે દિવસે વધારો થાય એવી રી-તે ખરા અંતઃકરણથી તમારે વર્તવું જોઈએ. પરંતુ એવા પ્રેમની વાત પડી મૂકીને તમે તો એકદમ છેલ્લે પાટલે જ-ઈ બેસો છો. જે મોટાઈને લીધે તમે મારી બાની સાથે પ-રણ્યા છો, તે મોટાઈ જાળવવાને માટે પણ તમારે તેના તરફ દયા અને સજ્જનતા દેખાડવી જોઈએ. આજ તમારો જે ભાવ જણાય છે તે ઉપરથી તો તેના તરફ તમને કંઈ પ-ણ દયા કે મમતા હોય એમ લાગતું નથી. ઘરનાં સર્વ મા-ણસના દેખતાં તેના મોઢા ઉપર તમે એમ કહોછો કે 'તું મારી સ્ત્રી નથી, હું તારો ધણી નથી, હું તને પરણ્યો ન-થી,' એ બહુજ અન્યાયની વાત છે. ધણીને મ્હોડેથી એવા શબ્દો સાંભળવા તે કરતાં વધારે દુઃખ સ્ત્રીઓને બીજું કંઈ

નથી. વધારે શું કહું, પણ આજ તમે તેની સાથે પરાયાની પેઠે વર્તો છો. કદાપિ તમારા મનમાં તેના ઉપર પ્રેમ ઉત્પંન થતો ના હોય તોપણ મોઢાનો પ્રેમ અને સુજનતા દેખાડવામાં તમને શું નુકસાન છે? એમ કરો તોપણ તેના મનને ઘણી શાંતિ થાય. ગમે તેમ હો ભાઈ! પણ આજ તમે બહુ ધમાધમ કરી છે, અને ઘણી ઘણીઆણીએ એ પ્રમાણે ધમાધમ કરવી તે માત્ર લોકોને હસાવવાને માટેજ. આજની તમારી રીત ભાત જોતાં જણાય છે કે તમે હતા તેજ નહિ. શા કારણથી આજ તમે આમ ઉદાસ ચહેરે બેઠા છો તે કંઈ સમજી શકાતું નથી. મ્હો જોવાથીજ જણાય છે કે તમારા અંતઃકરણમાં ખોટો ભાવ ભરાયો છે. માટે અત્યારે મારૂં કહ્યું માની ઘરમાં જઇને મારી બાને ટાઢી પાડો. તેને કહો કે 'અત્યાર પહેલાં હું જે કંઈ બોલ્યો છું તે માત્ર મશ્કરીમાંજ. તારા મનનો ભાવ તપાસવા સિવાય બીજો કંઈ ઈરાદો મેં રાખ્યો નથી' એમ બે મીઠી વાતો કહેવાથી જો તેના મનનો મરાડ મટે અને તેનો શોક શમે તો તેમાં તમને શું હરકત છે?"

વિલાસિનીની શિખામણ સાંભળીને (હેમકૂટવાસી) ચિરંજીવે કહ્યું, હે ભલી બાઈ! આ બધું જોઈ સાંભળીને હું એકદમ મૂઢ બની ગયો છું, તેથી મારી અક્કલ ગુમ થઇ ગઈ છે અને શું બોલવું તેનું પણ મને ભાન નથી. તમારી વાતનો શો જવાબ આપવો તે વિષે વિચાર કરીને મારાથી નક્કી કરાતું નથી. જે રસ્તે ચાલવાનો અત્યારે તમે મને

ઉપદેશ કર્યો, તે રસ્તે ચાલું તેવો માણસ હું નથી, અને જીવ જાય તોપણ તેમ કરી શકીશ નહિ. તમે દેવી છો કે માનવી છો તે હજુ સુધી હું નક્કી કરી શકતો નથી. જો તમે દેવી હો તો મને સ્વતંત્ર રીતે ચાલવાની શક્તિ આપો કે જેથી કરીને તમારા અભિપ્રાય પ્રમાણે હું ચાલી શકું: નહિ તો અત્યારે મારી જેવી બુદ્ધિ છે અને જે પ્રમાણે હું ચાલું છું તે પ્રમાણે તો હું કોઈ પણ રીતે પારકી સ્ત્રીની સાથે સહવાસ કરી શકીશ નહિ. હું સ્પષ્ટ કહું છું કે તમારી બેહેન મારી સ્ત્રી નથી અને હું કદિ પણ તેને પરણ્યો નથી. તે અધીરી થઈને રડે છે તે વાત ખરી. પરન્તુ તેના શોકને લીધે અત્યારે તમે મને જે ઉપદેશ કર્યો, તે પ્રમાણે તો મારો પ્રાણ જશે તો પણ હું વર્તી શકીશ નહિ. એટલા માટે હું વિનંતિ કરૂં છું કે હવે તમે એવી શિખામણ મને દેશો નહિ. મેં જે હકીકત સાંભળી તે ઉપરથી તે પરણેલી સ્ત્રી લાગે છે. તો કહો, જાણી બૂજીને શી રીતે હું ખોટું કામ કરૂં? હું કુંવારો છું, અને તમે પણ હજુ કુંવારાં છો એમ લાગે છે; તેથી જો તમારી મરજી હોય તો કહી દો. હું તમારી સાથે લગ્ન કરવાને તૈયાર છું. અને પ્રતિજ્ઞા કરૂં છું કે, આપણે એક બીજાની સાથે રીતસર પ્રેમપાશથી બંધાઈ રહીશું. તમને સંતોષ પમાડવાને મારા અંતઃકરણ પૂર્વક યત્ન કરીશ તથા જીવતા સુધી તમારા કહેવા પ્રમાણે ચાલીશ. પ્યારી! શું કહું, તમારૂં રૂપ જોઈને અને તમારા બોલવાની મીઠાશ સાંભળીને મારૂં મન એટલું બધું મો-

હિત થયું છે કે, જો તમારી મરજી હોય તો અબઘડી હું તમારી સાથે પરણું." ચિરંજીવનું આવું કહેવું સાંભળી ચકિત થઇને વિલાસિની બોલી, "હું તમારી પ્રિયા નથી; મારી બા તમારી પ્રિયા છે, તેની સાથે આવું પ્રિય ભાષણ કરવું યોગ્ય છે." ચિરંજીવે કહ્યું, "જેની સાથે મનમાંથી પ્રેમ ઉત્પન્ન થાય તે પ્યારી. તમારી સાથે મારૂં મન પ્રેમમય થયું છે તેટલા માટે તમેજ મારી પ્યારી છો. તમારી બા (મોટી બ્હેન)ની સાથે મારે શો સંબંધ છે? તે મારી પ્યારી નથી." આ સાંભળી વિલાસિનીએ કહ્યું, ભાઇ! તમે આ શું બોલો છો? તમે ખરેખરા ઘેલા થયા છો; નહિ તો આવી વાત કેમ બોલો? છટ છટ, કેવી શરમની વાત! હવે હું તમારી કંઈ પણ વાત સાંભળવાની નથી. મારી બા આ વાત જાણશે તો આપઘાત કરશે. હું એને બોલાવું છું એટલે તે તેની મેળે તેનું ફૂટી લેશે. તમારો ભાવ એવો દેખાય છે કે હું એકલી તમારી પાસે રહી શકીશ નહિ."

આ પ્રમાણે કહીને વિલાસિની ત્યાંથી ચાલી ગઇ. પછી (હેમકૂટવાસી) ચિરંજીવ મૂઢ જેવો થઈને એકલો ત્યાં બેઠો બેઠો મનસુબા કરવા લાગ્યો.

આ વખતે (હેમકૂટવાસી) કિંકર સાસભેર દોડતો ચિરંજીવ પાસે ઉપર ગયો અને ગાભરો ગાભરો કહેવા લાગ્યો કે, "સાહેબ! હું મહા વિપત્તિમાં આવી પડ્યો છું, માટે મારી સહાય કરો." ચિરંજીવે પૂછ્યું "શું છે તે કહે." કિંકરે કહ્યું, "આ ઘરની ઘરધણીઆણી જેવી ચરિત્રવાળી છે તે-

વીજા તેની ચાકરડીઓ પણ છે. શેઠાણી જેમ તમને તેના ધ-
ણી કહીને તાબે કરવાને ચાહે છે તેમ રસોડાની ચાકરડી છે
તે મને તેનો ધણી કહી તાબે કરવા ઈચ્છે છે. વળી તે મા-
રૂં નામ અને મારા શરીર ઉપર કિયે ઠેકાણે કિયું ચિન્હ છે
તે સર્વ જાણે છે. તેણે શી રીતે એ બધું જાણ્યું તેની કંઈ પ-
ણ સૂઝ મને પડતી નથી. તે એકદમ મારી પાસે આવી અને
પ્રેમથી કહેવા લાગી કે, 'અહિં એકલા બેશીને શું કરોછો?
રસોડામાં આવીને મને આનંદ કરાવો.' એમ કહી મારો હા-
થ ઝાલીને મને તાણવા લાગી. તેનાં રૂપ રંગ અને રીત-
ભાત જોઈને મને એવી બીક લાગી કે કોઈ પણ રીતે મેં તે-
નું કહેલું કબૂલ કર્યું નહિ. તે જેવી ચબરાક છે તેવીજ શ-
રીરે પણ પોસાતી અને લાંબી પહોળી છે. હું આપની સાથે ઘ-
ણા મૂલકમાં ફર્યોછું, પરંતુ કોઈપણ ઠેકાણે આવી ભયાનક
મૂર્તિ જોઈ નથી. મને લાગે છે કે તે રાક્ષસી છે, માનવી
નથી. હું જમપુરીમાં જવા તૈયાર છું, પરંતુ મરણાંતે પણ રસો-
ડામાં તેની પાસે જઈ શકીશ નહિ. વધારે તો શું કહું, પણ
તેનું શરીર અને રીતભાત જોઈને મારૂં લોહી ઠરી ગયું છે.
તેની સાથે જવાની જેમ જેમ મેં ના કહેવા માંડી તેમ તેમ
તે મને વધારે હેરાન કરવા લાગી, તેથી છેવટે નાશીને આપ-
ની પાસે આવ્યો છું; માટે હવે હું તેના હાથમાંથી છૂટું તેમ કરો."

આ બધી વાત સાંભળીને ચિરંજીવે કહ્યું, કિંકર!
"મારો છૂટકો કોણ કરાવે તેનુંજ ઠેકાણું નથી, તો તારો
છૂટકો હું શીરીતે કરાવું તે કહે! અહિંના બધા બનાવ ન-

વાઈ જોવા લાગે છે. રસોઈખાનાની ચાકરડીએ તારૂં નામ અને તારા શરીરપરનાં ચિન્હો શીરીતે જાણ્યાં તે કંઈ સમજી શકાતું નથી. ગમેતેમ હો, પણ જલદી નાશી ગયા શિવાય છૂટવાનો બીજો રસ્તો નથી. તું એક ઘડીનો પણ વિલંબ નહિ કરતાં અહિંથી ચાલ્યો જા અને ખબર કાહાડ કે આજ કોઈ વહાણ દેશાવર ખાતે જવાનું છે કે નહિ. તું અહિંથી જા એટલામાં હું પણ ત્યાં આવી પહોચ્યુંછું. અથવા વાર કરવાનું શું કારણ છે? અત્યારે અહિં કોઈ નથી માટે આપણે સાથેજ જતા રહીએ તો સારૂં." એમ કહીને ચિરંજીવ કિંકરને સાથે લેઈને ઘરમાંથી બહાર નીકળી પડયો અને કિંકરને વહાણની ખબર કાઢવા મોકલી પોતે સામે મોઢે ઝપાટા બંધ મુસાફરખાના તરફ ચાલ્યો ગયો.

જયસ્થલવાસી ચિરંજીવના કહેવા પ્રમાણે લક્ષ્મીદાસ સોની જે હાર લેવા ગયો હતો તે આ વખતે એ હાર લેઈને તેની (ચિરંજીવની) પાસે જતો હતો. એટલામાં રસ્તામાં હેમકૂટવાસી ચિરંજીવને જોયો, તેને જયસ્થલવાસી ચિરંજીવ સમજીને બોલ્યો કે, "ઓહો ચિરંજીવભાઈ! આપ તો રસ્તામાંજ મળ્યાને!" તેણે (હેમકૂટવાસી ચિરંજીવે) કહ્યું, "હા, મારૂં નામ ચિરંજીવ તો ખરૂં." લક્ષ્મીદાસે કહ્યું, "આપનું નામ હું બરાબર જાણુંછું; આપના સિવાય બીજા કોઈનું એ નામ નથી. આ શેહેરનાં નાનાં મોટાં સર્વ સ્ત્રી પુરૂષો આપને ઓળખે છે. હું આ હાર લાવ્યો છું તે લો." એમ કહીને તે હાર તેણે ચિરંજીવના હા-

થમાં આપ્યો. ચિરંજીવે તેને પૂછ્યું, "તમે આ હાર મને શા માટે આપો છો? હું તે લેઈને શું કરૂં?" લક્ષ્મીદાસે કહ્યું, "એ વાત મને શામાટે પૂછોછો? આપની જેમ ઈચ્છા હોય તેમ કરો. આપના હુકમથી આપને માટેજ આ હાર મેં તૈયાર કર્યો છે." ચિરંજીવે કહ્યું, "હાર બનાવવાનું મેં તમને કદિ કહ્યું નથી." લક્ષ્મીદાસે કહ્યું, "શેઠજી! આ હાર બનાવવા માટે આપે એક બે વાર નહિ પણ વીસ વાર મને કહેલું છે. થોડીવાર પહેલાં આ હાર લેવા માટે લગભગ બે કલાક આપ મારે ત્યાં બેઠા હતા, અને અડધા કલાક પહેલાં હાર લેઈ આપની પાસે આવવાનુ મને કહ્યું હતું. તે ગમે તેમ હો, પણ અત્યારે મારે ઘણી તાકીદ છે તેથી ઠઠ્ઠા મશ્કરી સાંભળવાને ખોટી થઈ શકાય તેમ નથી. હમણાં આ હાર આપ લેઈ જાઓ; પછી હું આપને મળીશ અને તેની કીમત લેઈ જઈશ." ચિરંજીવે કહ્યું "જ્યારે એ હાર મને આપવાજ ધારો છો ત્યારે તેની કીમત લો. હવે પછી આપ મને મળી શકશો નહિ, તેટલા માટે અત્યારે કીમત નહિ લો તો પછી તે પામવાની આશા રાખશો નહિ." લક્ષ્મીદાસે કહ્યું, "શા માટે આપ મારી આટલી બધી મશ્કરી કરો છો?"

આ છેલ્લા બોલ બોલીને લક્ષ્મીદાસ ઝટપટ ત્યાંથી ચાલ્યો ગયો. પછી ચિરંજીવ હાર લેઈને વિચાર કરવા લાગ્યો કે "અત્યારે આ વળી એક નવું તીતંગ જાગ્યું! અહિંના લોકોના ભાવ સમજવા બહુ મુશ્કિલ છે. આ માણસને હું ક-

દિ મળ્યો નથી કે મેં એનું નામ પણ સાંભળ્યું નથી; તે છતાં ભારે કીમતનો આ હાર મને આપીને તે ચાલ્યો ગયો અને કીમત આપવા માંડી તે પણ લીધી નહિ! આ શી ગરબડ છે તેની કંઈ સમજણ પડતી નથી. અહિંનો બધો વ્યવહાર વિચિત્રજ છે. ગમે તેમ હો, પણ એક ઘડી પણ અહિં થોભવું દુરસ્ત નથી. વહાણનું નક્કી થતાંજ ચાલ્યા જવું. પછી "ફિકર ખબર કાઢીને હવે આવ્યો હશે માટે હું જલદી જાઊં" એમ બોલતો બોલતો તે સામે મોઢે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૪ થું.

લક્ષ્મીદાસ સોનીએ એક પરદેશી વાણીઆ પાસેથી પાંચસો રૂપિઆ ઉછીના લીધા હતા. જે વખતે એ રૂપિઆ પાછા આપવાનું ઠરાવ્યું હતું, તે વખત વીતી જવા છતાં વાણીઆએ તેને સતાવ્યો નહોતો. પછી જ્યારે તે વાણીઆને પરદેશ જવાનું ઠર્યું ત્યારે તેણે લક્ષ્મીદાસ પાસે રૂપિઆની જબરી ઊઘરાણી કરવા માંડી. પણ અનાયાસે એ રૂપિઆ મળી શકશે નહિ એમ જ્યારે તેને લાગ્યું ત્યારે એક સરકારી સિપાઈને સાથે લેઈને તે લક્ષ્મીદાસને ઘેર ગયો અને તેને કહ્યું, આજ હું અહિંથી જવાનો છું અને મારો સર્વ સરસામાન વહાણમાં ચઢાવી ચૂકર્યો છું; એ વાહાણ સંધ્યાકાળે અહિંથી ઉપડી જવાનું છે. હું જે કામને માટે જાઊં છું તેને સારૂ કંઈક વધારે રૂપિઆ સાથે રાખવાની જરૂર છે; તે-

ટલા માટે મારા જેટલા રૂપિઆ તમારી પાસે લેણા છે તે-
ટલા અત્યારે આપી દો, નહિતો આ સિપાઈ પાસે તમને
પકડાવીશ. લક્ષ્મીદાસે કહ્યું, તમારા રૂપિઆ એક ઘડીમાં
આપી દેઊં છું, મારે કંઈ આનાકાની કરવી નથી. તમે મા-
રી પાસે જેટલા રૂપિઆ માગોછો તેના કરતાં વધારે રૂપિ-
આ મારે ચિરંજીવ શેઠ પાસેથી લેવાના છે. મેં તેમને એ-
ક હાર ઘડી આપ્યો છે તેથી તેમની પાસે જતાં વેંતજ એ
હારનું મૂલ તે આપી દેશે. માટે મેહેરબાની કરીને તમે મા-
રી સાથે તેમના ઘર સુધી આવો. ત્યાં જઈને તુરત તમને
રૂપિઆ અપાવી દેઈશ. ગરજને લીધે વાણીઆએ તે વાત કબૂલ
કરી તેથી લક્ષ્મીદાસ તેને તથા તેણે આણેલા સિપાઈને સા-
થે લેઈ ચિરંજીવને ઘેર ચાલ્યો.

પેલો જયસ્થલવાસી ચિરંજીવ અપરાજીતાને ઘેર જમ્યો
હતો. એ અપરાજીતાના હાથે એક ઘણી સુંદર વીંટી હતી
તે ચિરંજીવે તેની આંગળીએથી કાઢી લીધી અને કહ્યું કે
"હવે હું એ વીંટી તમને પાછી આપવાનો નથી, પણ એના
બદલામાં એક નવો હાર આપીશ." હારની વાત સાંભળી
અપરાજીતા એ ધાર્યું કે વીંટી કરતાં તેની કીમત લગભગ
દશગણી વધારે હશે તેથી ચિરંજીવનું કહેવું કબૂલ રાખીને
તેણે પૂછ્યું કે, "એ હાર મને ક્યારે આપશો?" ચિરંજીવે
કહ્યું, "સોનીની સાથે નક્કી કર્યું છે તે પ્રમાણે હાર લેઈને
તાકીદે તે અહિંજ આવશે. ચાર પાંચ કલાકની અંદર તો
એ હાર તમને જરૂર મળશે." પછી મુકરર કરેલી વેળા

વીતી ગઈ પણ સોની આવ્યો નહિ, તેથી ચિરંજીવ ઝંખ-
વાણો પડી ગયો અને "હું પોતે સોનીને ત્યાં જઈને હાર
લાવી આપું છું," એમ અપરાજીતાને કહી, કિંકરને સાથે
લેઈ ત્યાંથી રસ્તે પડ્યો.

થોડે દૂર ગયા પછી ચિરંજીવે કિંકરને કહ્યું, "જો,
આજ તારી શેઠાણીએ મને ઘરમાં પેસવા દીધો નહિ તેની
શિક્ષા માટે જે હાર તેને આપવાનો હતો તેને બદલે એક
મોટી દડી તેને આપીશું; તે એનેજ લાયક છે. તું એ દ-
ડી તૈયાર કરી રાખજે અને હું ઘેર આવું કે તુરત મારા
હાથમાં આપજે. જોજે હો, વાર લાગે નહિ." એમ ક-
હી દોરી ખરીદવા માટે એક રૂપિઓ તેને આપી વિ-
દાય કર્યો. એટલામાં સોની, વાણીઓ અને સરકારી સિ-
પાઈ તેની સામે આવી ઊભા રહ્યા. વખતસર હાર નહિ
મળવાથી ચિરંજીવ સોનીના ઉપર ઘણો કંટાળ્યો હતો; તેથી
અત્યારે તેને જોઈને તિરસ્કાર કરી કહેવા લાગ્યો કે, "તમારૂં
સતવાદીપણું જોઈ આજ હું બહુ સંતુષ્ટ થયો છું! તમને ફરી
ફરીને કહ્યું હતું કે અમુક વખતની અંદર હાર લેઈને મા-
રી પાસે આવજો; પણ તમે કશુંએ કર્યું નહિ. ઘેર ગયા
નહિ, અને હાર મોકલ્યો પણ નહિ, તેથી આજ મારે ઘણું
શરમાવાનું થયું છે. તમારા બોલવાનો જે વિશ્વાસ કરે તેના
ભોગ સમજવા. તમે બહુજ ખોટું કર્યું. અત્યાર સુધી તમે
આવ્યા નહિ તેથી હાર લેવાને હું તમારે ઘેર આવતો હતો."

લક્ષ્મીદાસે હેમકૂટવાસી ચિરંજીવને જયસ્થલવાસી ચિ-

રંજીવ સમજીને થોડીવાર પહેલાં હાર તેને આપ્યો હતો તેથી તેણે કહ્યું કે, "સાહેબ, અત્યારે મશ્કરી ના કરો; આપના હારનો હિસાબ તૈયાર કરી લાવ્યો છું તે તપાસો." એમ કહી હિસાબનો કાગળ તેના હાથમાં આપીને કહ્યું "આપની પાસેથી પાંચસો પચાસ રૂપિઆ મારે લેવાના છે. પછી સાથેના વાણીઆ તરફ આંગળી કરીને બોલ્યો—આ વાણીઆના પાંચસો રૂપિઆ મેં લીધા છે. આજ તે અહિંથી જવાના છે અને અત્યારસુધીમાં ક્યારના વાહાણમાં ચડયા હોત, પણ મારી પાસેના રૂપિઆ લેવા માટેજ જઈ શકયા નથી. તેટલા માટે હારની કીંમતમાંથી ઓછામાં ઓછા પાંચસો રૂપિઆ એમને આપો."

તે સાંભળીને ચિરંજીવે કહ્યું, "અહિં મારી પાસે કાંઈ રૂપિઆ છે કે તને આપી દેઉં? વળી મારે કેટલુંક કામ છે તે કર્યા સિવાય ઘેર પણ જઈ શકાશે નહિ. તેટલા માટે તમે આ ગૃહસ્થને સાથે લેઈને મારે ઘેર જાઓ, અને મારી સ્ત્રીને હાર આપીને મારૂં નામ દેઈ કહેજો એટલે તેજ વખતે તે તમને રૂપિઆ આપી દેશે. વળી તેને ખબર આપજો કે હું પણ હમણાં ઘેર આવુંછું." લક્ષ્મીદાસે કહ્યું, હાર આપની પાસે રહેવા દો, તે આપજ તેમને આપજો." ચિરંજીવે કહ્યું, "ના, એ ઠીક કહેવાય નહિ; હું વખતસર ઘેર ના પણ આવી શકું, એટલા માટે એ તો તમેજ લેઈ જાઓ." ત્યારે લક્ષ્મીદાસે કહ્યું, "એ હાર તો આપની પાસે છેને." તે સાંભળી ચિરંજીવે અચંબો પામીને કહ્યું, "એ શું બોલો છો? તમે ક્યારે

મને હાર આપ્યો છે કે તે મારી પાસે છે એમ કહો છો?" લક્ષ્મીદાસે કહ્યું, "શેઠજી, આ વખત મસ્કરી કરવાનો નથી, કારણકે આ શેઠને જવાની વેળા વીતી જાય છે; તેથી હવે વાર કરવી નહિ પરવડે. તેટલા માટે હાર મારા હાથમાં આપો." ચિરંજીવે કહ્યું, "હું હાર રાખવાની (ખરીદવાની) ના કહીશ એવી બીકથી તું આવો છળ કરે છે પણ એમ કરવાનું મારા મનમાં છેજ નહિ. તું નકામો પહેલેથીજ કંકાશણી બાઈડીની પેઠે કૂદાકૂદ કરવા માંડે છે."

તે વખતે પેલાવાણીએ લક્ષ્મીદાસને કહ્યું, ગારે મોડું થઈ જાય છે માટે ગમે તેમ થાય તોપણ હવે હું ખોટી થઈ શકીશ નહિ. ત્યારે લક્ષ્મીદાસે ચિરંજીવને કહ્યું, શેઠજી! આ સાંભળ્યું કે? હવે તે ખોટી થશે નહિ. ચિરંજીવે કહ્યું, હાર લેઇને મારી સ્ત્રી પાસે જાઓ એટલે તરત તમને રૂપિઆ મળશે. તે સાંભળી અતિશય કંટાળીને લક્ષ્મીદાસ બોલ્યો, શેઠજી, આપ આ શું બોલો છો?! થોડીજ વાર પહેલાં એ હાર મેં આપને આપ્યો છે તો હવે તે મારી પાસે ક્યાંથી હોય?! ખેર, એ હાર તમે મોકલી દેજો, પણ તમારે ઘેરથી મને રૂપિઆ આપે તેવી ચીઠી લખી આપો. આ સાંભળી જરા ગુસ્સે થઇને ચિરંજીવ બોલ્યો, તમારી મસ્કરી હવે તો મને સારી લાગતી નથી. બતાવો, તમે મને હાર ક્યારે આપ્યો છે?

આ બે જણાની આવી તકરાર અને બોલાબોલી સાંભળીને અતિશય દિલગીર થઈ વાણીએ ચિરંજીવને કહ્યું,

તમારી જબાંદરાજી હવે મારાથી સહન થતી નથી. મારા રૂપિઆ આપોછો કે નહિ તે કહી દો. અને જો નહિ આપો તો આ સરકારી સિપાઈ પાસે હું તમને કેદ કરાવીશ. તેના જવાબમાં ચિરંજીવે તેને કહ્યું, તમારા સાથે મારે શો સંબંધ છે જે તમે આમ તપી જઇને મારી સાથે વાત કરો છો? તે વખતે લક્ષ્મીદાસ બોલી ઊઠ્યો કે, હું આપની પાસે હારના રૂપિઆ માગું છું તે સંબંધથી એ શેઠ એ પ્રમાણે બોલે છે; તેટલા માટે કહી દો કે હમણાં ને હમણાં રૂપિઆ આપી દો છો કે નહિ? ચિરંજીવે કહ્યું જ્યાં સુધી એ હાર મને મળ્યો નથી ત્યાં સુધી એક પાઈ પણ હું આપવાનો નથી. ત્યારે લક્ષ્મીદાસે કહ્યું, કેમ, હમણાં અડધા કલાક પહેલાં મેં તમને હાર આપ્યો છે ને?! ચિરંજીવે કહ્યું, તમે હાર મને આપ્યો નથી તે છતાં આ પ્રમાણે ખોટું આળ ચઢાવવું એ ઘણો અન્યાય છે. એથી મારી આબરૂને બહુ ધોકો પહોચે છે. લક્ષ્મીદાસે કહ્યું, હાર લેઇને આપ જૂઠું બોલો છો તેથી આપના કરતાં મારી આબરૂને વધારે ધોકો પહોચે છે; મારી જન્મારા સુધીની શાખ જાય છે.

આમ તકરાર થતી જોઈ, રૂપિઆ મળવાની કંઈ પણ આશા નથી એમ જાણીને, વાણીઆએ સિપાઇને કહ્યું, આ સોનીને તમે કેદ કરો. તેથી તેના કહેવા પ્રમાણે સિપાઇએ લક્ષ્મીદાસને કેદ કર્યો. તે વખતે તેણે ચિરંજીવને કહ્યું, જુઓ, આપના વાંકને લીધે મારી જન્મારા સુધીની લાજ આબરૂ જાય છે. માટે આપ રૂપિઆ આપીને મને છોડાવો,

નહિં તો હું આપને પણ અબઘડી કેદ કરાવીશ. તે સાંભળી ઘણો ગુસ્સો કરીને **ચિરંજીવે** કહ્યું, અરે મૂર્ખ! હાર લીધા સિવાય રૂપિઆ હું તને શી રીતે આપું? તારૂં ચાલતું હોય તો મને કેદ કરાવ. પછી તેજ વખતે **લક્ષ્મીદાસે** ધારા પ્રમાણે ફી આપીને સિપાઇને કહ્યું, આણે મારી પાસેથી એક ભારે કિંમતનો હાર લીધો છે અને હવે તેની કિંમત તે આપતો નથી, તેટલા માટે તમે એને કેદ કરો. સગો ભાઈ હોય પણ જો તે એમ કરે તો હું તેને માફ કરૂં નહિ. પછી સોનીનું કહેવું સમજી લેઇને સિપાઇએ **ચિરંજીવને** પણ કેદ કર્યો. તે વખતે **ચિરંજીવે** તેને (સિપાઇને) કહ્યું, જ્યાં સુધી હું રૂપિઆ નહિ ભરૂં અથવા જામીન નહિ આપું ત્યાં સુધી તમારી પાસે કેદ રહીશ. પછી **લક્ષ્મીદાસને** કહ્યું, હે દુષ્ટ! તેં વગર કારણે મારૂં અપમાન કર્યું તેનું ફળ તારે ભોગવવું પડશે. યાદ રાખજે કે, આ ગેરવર્તણુકને લીધે તું તારૂં સર્વસ્વ ખોવાનો છું. તે સાંભળીને **લક્ષ્મીદાસ** બોલ્યો, બહુ સારૂં, જે થશે તે જોઈ લેઈશું. આ રાજ્ય કંઈ છેક નધણિયાતું નથી તો. આપણે બંને જણ જે વખતે ઈનસાફની અદાલતમાં ખડા થઈશું તે વખતે ત્યાં આપના બધા ગુણ હું એવી રીતે જાહેર કરીશ કે જેથી તમે લોકોમાં મ્હો પણ બતાવી નહિ શકો. મહારાજાના માનીતા છો એમ સમજીને આપ આવા ગર્વના બોલ બોલો છો, પરંતુ તે તો એવા ઈનસાફી છે કે કદિ પણ ગેરઈનસાફની વાત કરશે નહિ.

હવે બીજી તરફ **હેમકૂટવાસી ચિરંજીવે** પોતાના નો-

કર કિંકરને વહાણુનો બંદોસ્ત કરવા મોકલ્યો હતો, તે પ્રમાણે સર્વ બંદોબસ્ત કરીને ઘણો ખુશી થતો થતો તે પોતાના શેઠને ખબર કરવા જતો હતો; તેટલામાં રસ્તામાં જયસ્થલવાસી ચિરંજીવને જોયો તેને પોતાનો શેઠ સમજીને તેની પાસે ગયો અને કહ્યું, શેઠજી! હવે ગમત કરવાની જરૂર નથી. એક વહાણુ મલયપુર જાય છે તેમાં આપણા માટે સર્વ બંદોબસ્ત હું કરી આવ્યો છું. એ વહાણુ તાકીદે ઉપડી જવાનું છે, માટે મુસાફરખાને ચાલો એટલે ત્યાંથી સર્વ સામાન લેઇને આ પાપીષ્ઠ ઠેકાણેથી ચાલ્યા જઇએ. તે સાંભળીને ચિરંજીવે તેને કહ્યું, અરે મૂર્ખ! અરે ગાંડા! મલયપુરના વાહાણુ સંબંધી આ શી વાત તું કરે છે? કિંકરે કહ્યુ, કેમ શેઠજી! હમણાં જરા વાર પહેલાંજ આપે મને વાહાણુનો બંદોબસ્ત કરવાને મોકલ્યો હતો ને! ચિરંજીવે કહ્યું, વાહાણુ સંબંધી વાત તારી સાથે મેં કરીજ નથી. મેં તો તને દડી ખરીદવા મોકલ્યો હતો. કિંકરે કહ્યું, ના સાહેબ! દડી ખરીદવાનું આપે મને ક્યારે કહ્યું હતું? વહાણુની ખબર કાઢવાને તો મોકલ્યો હતો તે સાંભળીને અતિશય કંટાળી ચિરંજીવ બોલ્યો, અરે પાપીષ્ટ, હમણાં હું તારી સાથે એ સંબંધી વિચાર કે ખુલાસો કરી શકું તેમ નથી. પણ જ્યારે નિરાંતે બેશીશું ત્યારે એ કામ કરીશ, અને હવે પછી મારી વાત ધ્યાન દેઇને સાંભળવાનું પણ તેને શીખવી દેઈશ. અત્યારે તો તું જલદી ઘેર જા, અને આ કુંચી તારી શેઠાણી (ચંદ્રપ્રભા)ને આપીને કહેજે કે, પાંચસો રૂપિઆને

માટે હું રસ્તામાં કેદ પકડાયો છું, માટે મારી પેટીમાં મહોરોની જે થેલી છે તે તારી સાથે ઝટપટ મોકલી દે. એ મહોરો આવશે ત્યારે હું કેદમાંથી છૂટીશ; માટે હવે તું અહિં ઊભો નહિ રહેતાં જલદી દોડી જા. એમ કહી કિંકરને વિદાય કર્યા પછી સિપાઇને કહ્યું જ્યાંસુધી રૂપિઆ આવી પહોચે નહિ ત્યાં સુધી તમે અમને બંધીખાને લેઈ જાઓ. પછી તે બધા બંધીખાના તરફ ચાલ્યા. રસ્તે જતાં કિંકર વિચાર કરવા લાગ્યો કે, ચંદ્રપ્રભાની પાસે જવાનું શેઠે મને કહ્યું છે, તેથી આજ અમે જે ઘેર જમ્યા હતા તેજ ઘેર જવાનું હશે. ત્યાંના રસોઈખાનાની ચાકરડીની બીકથી એ ઘરમાં દાખલ થવાની મારી હિંમત ચાલતી નથી, પરંતુ શેઠે તેમની એવી દશામાં અને એવા કામને માટે મને મોકલ્યો છે કે, ગમે તેમ થાય પણ ગયા સિવાય ચાલે તેમ નથી. આમ વિચાર કરતો કરતો તે તેજ ઘર તરફ ચાલ્યો.

આણી તરફ વિલાસિની હેમકૂટવાસી ચિરંજીવની પાસેથી ઊઠી જઈને ચંદ્રપ્રભાની પાસે ગઈ હતી, તેણે ચિરંજીવની સાથે તેને જે વાદવિવાદ થયો હતો તે સર્વ તેને કહી સંભળાવ્યો. તે સાંભળીને થોડીવાર સુધી ચૂપ રહ્યા પછી ચંદ્રપ્રભાએ તેને પૂછ્યું, વિલાસિની! તેમણે તારા ઉપર પ્રેમ બતાવીને છેવટે પરણવા સુધીની વાત કરી તથા લાલચ દેખાડી તે શું તને ખરૂં લાગે છે? મારા અનુભવ પ્રમાણે હું તો એ મશ્કરી સમજાું છું. વિલાસિનીએ કહ્યું, ના, બા, એ મશ્કરી ન હોય. મારા ઉપર તેમને ઘણોજ પ્રેમ

ઉત્પંન થયો છે તેમાં જરાએ સંશય નથી. જો અંતઃકરણમાં ખરેખરો પ્રેમ ઉત્પંન થયો ના હોય તો મરદ માણસ એ પ્રમાણે બેભાન ના બને અને એવી વાતો પણ ના કરે. એ વિષે મારા મનને ખાત્રી થઈ ના હોત તો હું કદિપણ એ વાત તમારી આગળ ઉઘાડી કરત નહિ. આ સાંભળી ભારે નીસાસો નાંખીને ચંદ્રપ્રભાએ તેને પૂછ્યું, ઠીક, તેમણે શી શી વાત કરી ? વિલાસિનીએ કહ્યું, તે એમ બોલ્યા. કે, તમારી સાથે તેમને કંઈ પણ સંબંધ નથી; તે તમને પરણ્યા નથી; તમારા ઉપર તેમને જરા પ્રેમ નથી; તથા તે પરદેશી માણસ છે અને આ શેહેરમાં રહેતા પણ નથી. પછી ખુલ્લા બોલ બોલીને મારા ઉપર પ્રેમ દેખાડયો અને ને કરતાં પણ વધારે ખુલ્લા શબ્દોમાં મારી સાથે પરણવાની વાત કરી. તેમને એવા બેભાન જોઈ ભય પામીને છેવટ હું અહિં નાશી આવી છું.

આ બધી વાત સાંભળીને ચંદ્રપ્રભા બોલી, વિલાસિની! તેં જે હકીકત કહી સંભળાવી તે ઉપરથી તો એમ લાગે છે કે આ ભવમાં હવે તેની સાથે મારે વાત પણ કરવી ના જોઈએ. એવી નીચ પ્રકૃતિના માણસને એક વાર પણ હું યાદ કરૂં નહિ. પરંતુ મારૂં મન કેવું છે, તે કહી શકાતું નથી. જો તે કેવો મમતા વગરનો થઇ ગયો છે અને કેવી નિર્દયતાથી વર્તે છે, તોપણ હું તેની સાથે એવી મમતા વિનાની થતી નથી અથવા એવી નિર્દયતાથી ચાલી શકતી નથી. અત્યારે પણ મારો પ્રેમ તેના ઉપરથી જરાએ

ચળતો નથી. આમ કહીને ચંદ્રપ્રભા ખેદ કરવા લાગી અને વિલાસિનીશિખામણના બોલ કહીને તેનું મન વળાવા લાગી.

એજ વખતે હેમકૂટવાસી કિંકકર તેમની પાસે આવ્યો. તેને જોઈને પોતાનો (જયસ્થલવાસી) કિંકર સમજીને વિલાસિનીએ તેને પૂછ્યું, કિંકર! તું હાંફે છે કેમ? કિંકરે કહ્યું, હું સાસભેર દોડતો આવ્યો છું તેથી હાફુંછું. વિલાસિનીએ પૂછ્યું, તારા શેઠ ક્યાં? તે સુખી તો છેને? તારી રીતભાત જોવાથી દેહેશત લાગે છે કે કોણ જાણે વખતે કાંઈ માઠું નથી થયું? કિંકરે કહ્યું, મારા શેઠને તો સરકારી સિપાઈએ પકડ્યા છે અને તેમને કેદ કરીને બંધીખાને લેઈ જાય છે. તે સાંભળી અતિશય ગભરાઈને ચંદ્રપ્રભાએ પુછ્યું, કોણે તેમને કેદ કરાવ્યા છે? કિંકરે કહ્યું હું તેમાંનું કશું જાણતો નથી. મને એક કામે મોકલ્યો હતો તે કામ પૂરૂં કરીને હું તેમના પાસે ગયો કે તરતજ આ કુંચી મારા હાથમાં આપી આપની પાસે મોકલ્યો છે. તેમણે કહ્યું છે કે, આપ આ કુંચી લેઈને તેમની પેટી ઉઘાડો અને તે પેટીમાં મહોરોની એક થેલી છે તે બહાર કાઢીને મને આપો. એ રૂપિઆ આપશે ત્યારે તે કેદમાંથી છૂટશે. આ હકીકત સાંભળતાં બેંતજ વિલાસિનીએ કુંચી લેઇને ચિરંજીવની પેટીમાંથી મોહોરોની થેલી આણીને કિંકરના હાથમાં આપીને કહ્યું—તારા શેઠને જલદી ઘેર તેડી લાવ. પછી થેલી લેઈને કિંકર દોડાદોડ ત્યાંથી ચાલ્યો, અને ચંદ્રપ્રભા તથા વિલાસિની એ બે બેહેનો ખોટા ખોટા

વિચારમાં ગુંથાઈ ઘણા ઉદ્દવેગથી વખત ગાળવા લાગી.

બીજી તરફ હેમકૂટવાની ચિરંજીવે પોતાના કિંકરને વહાણુના બંદોબસ્ત કરવા મોકલ્યો હતો તેને પાછો આવવાની વાટ બહુ વાર સુધી આતુરતાથી જોયા કરી, પણ ઘણું મોડું થયા છતાં તે આવ્યો નહિ તેથી તે ( ચિરંજીવ ) ઘણો અકળાયો અને વિચાર કરવા લાગ્યો કે, જલદી ખબર લેઈ આવવાનું મેં કહ્યું હતું તે છતાં અત્યાર સુધી કેમ તે ના આવ્યો ? ! જે કામે તેને મોકલ્યો છે તે કામ તે નક્કી કરી શક્યો નહિ હોય, અથવા તો રસ્તામાં કાંઇ હરકત નડી હશે, નહિ તો તેને સોંપેલું કામ પડતું મૂકીને બીજા કામમાં રોકાય એમ લાગતું નથી; કારણ કે અહિંથી જતા રહેવાને માટે મારા કરતાં પણ તે વધારે અકળાયો છે. તેટલા માટે ફરીથી કાંઇ પીડા આવી પડી હશે એમા શક નથી. આ શેહેરની રીતભાત જોતાં તો પીડા વળગે એ કાંઇ મોટી વાત નથી. રાજમાર્ગે ચાલતાં, બધા લોક મારૂં નામ દેઇને મને બોલાવતા અને નમતા હતા; ઘણાકો હમેશના સહવાસવાળા મિત્ર હોય તે પ્રમાણે મીઠું બોલતા; કોઇ કોઇ એવો ભાવ દેખાડે છે કે જાણે મેં મારા પૈસાથી તમને ઘણું સુખ કરી આપ્યું હોય અથવા મારી મદદથી તેઓ દુ:ખમાંથી છુટયા હોય; કોઇ કોઇ મને રૂપિઆ આપવા તૈયાર થતા; કોઇ કોઇ જમવા નોતરતા; કોઇ કોઇ મારા કુટુંબની કુશળતા પૂછતા; કોઇ કોઇ કહે છે કે, જે માલને માટે આપે ફરમાવ્યું હતું તે આણી મૂક્યો છે, માટે

અમારી દુકાને આવી લેઈ જજો, નહિતો ઘેર મોકલી દેશું; આ મુસાફરખાનામાં આવતી વખતે એક દરજી તાણાતાણ કરીને તેની દુકાનમાં મને લેઇ ગયો, અને 'આપના અંગરખાને માટે આ મલમલનું થાન લાવ્યો છું' એમ કહીને મારા કોટનું માપ લેઇને તે થાન ફાડી નાંખ્યું. અને હમણાં વળી એક સોનીએ બહુ કીમતનો સોનાનો એક હાર આપ્યો અને તેની કીંમત લીધા સિવાય ચાલ્યો ગયો. કોઇ પણ મને પરદેશી સમજતું નથી. જાણે હું તો અહિંનો એક મુખ્ય માણસજ છું! વળી બપોરે બે સ્ત્રીઓએ જે ધામધુમ કરી તેવી ધામધુમ તો મેં કદી જોઇ કે સાંભળીજ નથી. આ ઠેકાણું અજાણ્યા પરદેશી માણસને કોઇ પણ રીતે સુખે રહેવા લાયક નથી. અહિંનો વ્યવહાર સમજાવો મુશ્કેલ છે. જો આજ સંધ્યાકાળ પહેલાં અહિંથી વિદાય થવાય તો બહુ સારૂં. પરંતુ કિંકર કેમ આટલું મોડું કરતો હશે ?! ગમે તેમ હો. પરંતુ હવે તેની વાટ જોઇને બેસી રહેવું નહિ ચાલે, પણ તપાસ કરવી જાઇએ.

એમ વિચાર કરીને ચિરંજીવ મુસાફરખાનામાંથી બહાર નીકળી રાજમાર્ગે ચાલ્યો જાય છે તે વખતે કિંકર દોડતો દોડતો તેની પાસે આવી પહોચ્યો અને કહ્યું, જે મહોરો લેઈ આવવા આપે મને મોકલ્યો હતો તે આ લાવ્યો. એમ કહી તે મહોરોની થેલી તેના હાથમાં આપીને પૂછ્યું, "પેલા રાક્ષસ જેવા સિપાઈના હાથમાંથી આપ શીરીતે છૂટ્યા? તે કેવો જબરો જે રૂપિઆ લીધા સિવાય આ-

પને છોડી દીધા! મહોરોની થેલી જોઈને અને કિંકરની વાત સાંભળીને અચંબો પામી ચિરંજીવે તેને પૂછ્યું "કિંકર! બોલ આ મહોરો તું ક્યાંથી લાવ્યો અને શામાટે મને આપી? મેં કાંઈ તને મહોરો લાવવા મોકલ્યો નહોતો." કિંકરે કહ્યું, આપ આ શું બોલો છો સાહેબ? સરકારી સિપાઈ આપને બંધીખાને લેઈ જતો હતો તે વખતે આપે મને જોઈને એક કુંચી મારા હાથમાં આપીને કહ્યું હતું કે ચંદ્રપ્રભાની પાસે જઈ આ કુંચી તેના હાથમાં આપજે એટલે તે મારી પેટીમાં પાંચસો રૂપિઆની મહોરો છે તે તને કાઢી આપશે અને તે લેઈને તાકીદે તું મારી પાસે આવજે. આપના એ હુકમ પ્રમાણે આ મહોરો હું લાવ્યો છું. બપોરે જે સ્રીને ઘેર આપણે જમ્યા હતા તેનું નામ ચંદ્રપ્રભા છે એ આપ જાણો છો એમ હું ધારૂં છું. તે અને તેની બેહેન આપના કેદ પકડાયાની વાત સાંભળીને ઘણાં ગભરાઈ ગયાં છે અને તાકીદે આપને તેમની પાસે તેડી જવાનું મને ફરમાવ્યું છે. હવે જેમ આપની મરજીમાં આવે તેમ કરો, પરંતુ હું મરણાંગતે પણ તે ઘરમાં આવવાનો નથી. આપ આફતમાં આવી પડ્યા હતા તેને લીધેજ મહોરો લેવા સારૂ હું ત્યાં ગયો હતો. ગમે તેમ થયું, પણ આ અજાણ્યા મુલકમાં સરકારી સિપાઈના હાથમાંથી સહેજમાં આપ છૂટી આવ્યા છો તેથી હું ઘણોજ ખુશી થયો છું. તે કરતાં પણ વધારે ખુશીની વાત એ છે કે એ બહાને પાંચસો રૂપિઆની મહોરો સહેજ હાથમાં આવી.

આ બધી વાત સાંભળી, મશ્કરી ખોર કિંકર રમુજ કરે છે એમ ધારીને ચિરંજીવે તેને કહ્યું, અરે નિચ! જે કામે મેં તને મોકલ્યો હતો તે કામ સંબંધી કંઈ પણ હકીકત નહિ કહેતાં કેવળ ઘેલાઈ કેમ કરે છે? અહિંથી જલદી જતા રહેવું એજ ભલું છે એમ નક્કી વિચાર કરીને તને વહાણનો બંદોબસ્ત કરવા મોકલ્યો હતો. તેટલા માટે કહે કે આજ કોઈપણ વહાણ અહિંથી હંકારવાનું છે કે નહિ, અને હંકારવાનું હોય તો તેમાં આપણે જવાનું બનશે કે નહિ? કિંકરે કહ્યું, આમ શું બોલો છો સાહેબ? એક કલાક પહેલાં એ સંબંધી તમામ હકીકત મેં આપને કહેલીજ છે. તે વખતે આપ કેદ પકડાવાના હંગામામાં હતા તેથી કે પછી કોઈ બીજા કારણથી એ વાત આપે લક્ષમાં ના લીધી, એટલુંજ નહિ, પણ મારાપર ગુસ્સે થઇ ગયા. નહિતો અત્યારે તો આપણે સરસામાન લેઈને વાહાણ ઉપર જઈ પહોચ્યા પણ હોત. તેનું કહેવું સાંભળી ચિરંજીવ મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ અકર્મીની અક્કલ મારી ગઈ છે તેથીજ ગાંડાની પેઠે આમ આડીઅવળી વાતો કહે છે. અથવા તેનો પણ શો વાંક; આ જગ્યાનો પ્રતાપજ એવો છે કે હું પણ આવો ગાભરો બની ગયોછું. એકસરખી રીતે અમારી બુદ્ધિ બગડી છે તેમાં હવે કંઈપણ શક નથી. આ પ્રમાણે તે મનસુબા કરે છે, તે વખતે એક સ્ત્રીને આવતી જોઈને કિંકર બેબાળકો થઈ ગયો અને ગભરાટથી ચિરંજીવને કહેવા લાગ્યો, શેઠજી!

સાવધ થાઓ; આ જુઓ વળી પાછી કોઈ એક શેઠાણી આવે છે. જમવાની લાલચ દેખાડીને અથવા કંઈ કપટ કરીને કે ચતુરાઈ ચલાવી ભોળવીને એ આપણને પકડી જાય નહિ તેમ કરજો. પ્રથમ જેમ એક શેઠાણી આવીને આપને તેના ધણી કરી હાથ ઝાલીને તેના ઘેર લેઈ ગઈ હતી તોપણ આપ કંઈ બોલ્યા નહિ અને ચોરની પેઠે ચાલ્યા ગયા, તે પ્રમાણે આ વખતે પણ નાથાય.

હવે પેલી તરફ જયસ્થલવાસી **ચિરંજીવ** પોતાના ઘરમાં પેસવા પામ્યો નહિ ત્યારે બપોરને વખતે **અપરાજીતા** નામની જે સ્ત્રીને ઘેર જમ્યો હતો તે સ્ત્રીની આંગળીએથી એક સુંદર વીંટી તેણે કહાડી લીધી હતી, અને તેના બદલામાં **લક્ષ્મીદાસ** સોનીએ તૈયાર કરેલો ભારે કીંમતનો હાર તેને આપવાનું કબૂલ કર્યું હતું. પરંતુ **લક્ષ્મીદાસે** વખતસર તે હાર તેને પહોચાડયો નહિ તેથી **ચિરંજીવ** ઝંખવાણો પડી ગયો અને પોતે જાતે સોનીની દુકાનેથી હાર લેઈ આવવા ગયો. પરંતુ તેને ઘણીવાર થયા છતાં પણ તે પાછો આવ્યો નહિ, ત્યારે **અપરાજીતા** તેને શોધવા નીકળી, અને થોડીવાર પછી હેમકૂટવાસી **ચિરંજીવને** રસ્તામાં જોયો તેને જયસ્થલવાસી **ચિરંજીવ** સમજીને તેની પાસે જઈને તેને કહેવા લાગી, શેઠજી! જે હાર મને આપવાનું કબૂલ કર્યું છે તે આપે ડોકમાં પહેર્યો છે તેજ કે? ફરીથી જમવાનો વખત થયો છે તેથી હું આપને તેડવા આવીછું. આ સાંભળી, અત્યારે વળી આ હરકત ક્યાંથી આવી લાગી એમ વિચારી, **ચિ-**

રંજીવે ગુસ્સાથી આંખો લાલચોળ કરીને ધિક્કારની સાથે તેને કહ્યું, અરે માયાવિની ! તું આઘી રહે. હું તને ચેતાવુંછું કે, કોઈપણ રીતે તું અમને લલચાવીશ નહિ. કિંકર પણ ઘણો અકળાઈને પોતાના શેઠને કહેવા લાગ્યો, સાહેબ ! સાવચેત રહેજ્જો; આ રાક્ષસીના કપટથી છેતરાઈને તેને ઘેર જમવા જતા નહિ.

શેઠ ચાકર બંનેની મરજી જોઇને તથા તેમના બોલ સાંભળીને અપરાજીતા અચંબો નહિ પામતાં ચિરંજીવના સામું જોઈ મ્હો મલકાવીને બોલી કે, આપ જેવા ગમતી છો તે કરતાં પણ ચઢે તેવો આપનો નોકર છે. હશે, તે ગમે તેમ હો, પણ અત્યારે મારે ઘેર ચાલો છો કે નહિ તે કહો. જમવાની સઘળી ગોઠવણ મેં કરી છે. આ સાંભળીને કિંકર બોલ્યો, શેઠજી ! ફરીથી હું આપને ચેતાવું છું કે, આ ડાકણની માયામાં આપ કદિ પણ ભૂલાવો ખાતા નહિ. પછી ચિરંજીવે ઘણોજ ક્રોધ કરીને અપરાજીતાને કહ્યું; હે પાપણી! અબઘડી તું અહિંથી ચાલીજા. તારી સાથે અમારે ક્યારનો સંબંધ છે જે તું અમને જમવાને તેડે છે ? જે રીતભાત જોવામાં આવે છે તેથી સમજાય છે કે અહિંની બધી સ્ત્રીઓ ડાકણો છે. હું ખરૂં કહુંછું કે, જો તારૂં સારૂં ચાહાતી હોય તો મારી પાસેથી ચાલી જા.

જયસ્થલવાસી ચિરંજીવની સાથે આ સ્ત્રીને ઘણી દોસ્તી હોવાથી તે તેની સાથે આવી નાલાયક રીતે વર્તશે એમ સ્વપ્નામાં પણ તેણે ધાર્યું નહોતું. તેથી 'ચિરંજીવ શેઠે મારૂં આ પ્રમાણે અપમાન કર્યું' એમ વિચારીને તે ઘણા ગુસ્સા

અને અણુગમાથી બોલી કે, અત્યાર સુધી હું આપને સારા માણુસ જાણુતી હતી, પરંતુ આપ કેવા સારા છો તેની આજ પૂરેપૂરી ખાત્રી થઈ. ખેર, તે ગમે તેમ થયું, પણ બપોરે જમતી વખતે મારી આંગળીએથી વીંટી કાહાડી લીધી છે તે કાંતો પાછી આપો, નહિ તો તેના બદલે જે હાર આપવાનું કબૂલ કર્યું છે તે આપો. એ બેમાંથી એક લેઇને તરત હું ચાલી જઈશ, અને હવે પછી જન્મારા સુધી હું આપની સાથે બોલીશ નહિ તેમજ મરણાંગતે તથા મારૂં સરવસ્વ જતું રહેશે તોપણ કોઈ પ્રકારનો સબંધ રાખીશ નહિ. આ બધી વાત સાંભળીને કિંકર બોલ્યો, આ રૂપાળી રાંડ તો છૂટી પડતાં ઘણો લોભ કરે છે; તેનો હાર અથવા વિંટી એ બેમાંથી એક લીધા સિવાય જવાની નહિ તેટલા માટે શેઠજી! સાવચેત રહીને કંઈપણ આપતાનહિ; જો આપશો તો ઘણું માઠું થશે. કિંકરના બોલવાનો કંઈપણ જવાબ ન આપતાં અપરાજીતાએ ચિરંજીવને કહ્યું, કાંતો હાર અથવા કાંતો વિંટી આપો. પાછલી વાત યાદ કરો. તે સાંભળીને ચિરંજીવે પહેલાં કરતાં વધારે ગુસ્સો કરીને કહ્યું, અરે ડાકેણ! આઘી મર. એમ કહી કિંકરને લેઈને તે ત્યાંથી ચાલ્યો ગયો.

એ પ્રમાણે તિરસ્કાર અને અપમાન પામીને અપરાજીતા થોડીવાર સ્તબ્ધ થઈ રહી. પછી તે વિચારવા લાગી કે, નક્કી ચિરંજીવ શેઠ ગાંડા થઈ ગયા છે, નહિતો તેમની રીતભાત આવી નઠારી થઈ જાય નહિ. હમેશાં હું એમને સુશીલ, ડાહ્યા, દયાળુ અને નિઃસ્વાર્થી પુરૂષ જાણુતી. ગમે

તેમ હોય તોપણ કોઈ દહાડો મેં એમને ગુસ્સે થયેલા જો-
યા નથી, પણ આજ તેનાથી કેવળ ઉલટુંજ જોવામાં આ-
વેછે. ઘેલછા સિવાય એવા માણસની આવી ઉલટી ગતિ
થવાનું કોઈપણ રીતે સંભવતું નથી. બદલે હાર આ-
પવાનું કહીને વિંટી લેઈ ગયા છે, પણ અત્યારે તેમાંનું ક-
શુંએ આપવા ચાહાતા નથી. પરંતુ સારી સ્થિતિમાં એમ
કરે તેવો એ માણસ નથી. બપોરે મારા ઘેર જમતી વ-
ખતે કહેતા હતા કે ચંદ્રપ્રભાએ આજ તેમને ઘરમાં પે-
સવા દીધા નહિ. તે વખતે એ વિષેનો મર્મ હું સમજી શ-
કી નહોતી; પણ અત્યારે સાફ સમજાય છે કે, ગાંડા બ-
નેલા છે એમ સમજીનેજ તેણે ( ચંદ્રપ્રભાએ ) બારણાં બંધ
કરી રાખ્યાં હશે. હવે હું શું કરૂં! જાણુંછું કે તેની સ્ત્રી પાસે
જઈને કહું કે, તમારો ધણી ગાંડો થઈ ગયો છે. બપોરે
તે મારે ત્યાં આવ્યા હતા અને જોર કરીને મારી વીંટી લેઈ
ચાલ્યા ગયા છે. આ હકીકત સાંભળીને તે મારી વીંટી પા-
છી અપાવવાનો કંઈપણ ઉપાય કરશે. આમ નક્કી કરીને તે
ચિરંજીવના ઘર તરફ ચાલી.

પણે જયસ્થલવાસી ચિરંજીવે ધાર્યું હતું કે કિંકર
જલદીથી મહોરો લાવી આપશે. પણ ઘણી વાર થઈ ત્યાં-
સુધી તે આવ્યો નહિ ત્યારે તેણે (ચિરંજીવે) કેદ કરનાર સિ-
પાઈને કહ્યું, તમે મને નકામો દુઃખી કરો છો; જે રૂપિ-
આને માટે હું કેદ થયો છું તે રૂપિઆ હું ઘેર જઈને તરત
આપી દેઈશ. તેટલા માટે તમે મારી સાથે ચાલો. બંધી-

ખાનામાંથી બહાર નીકળ્યા પછી રસ્તામાં તમારા હાથમાંથી હું નાશી જઇશ એવો વહેમ રાખશો નહિ. હું કંઈ જેવો તેવો માણસ નથી; તેમજ તમારાથી અને બીજા અમલદારોથી અજાણ્યો પણ નથી. કિંકર રૂપિઆ લેઈને આવ્યો નહિ તેનાં બે કારણ સમજાય છે; પહેલું કારણ એ કે આ જયસ્થલ શેહેરમાં કોઈ પણ કારણથી હું કેદ પકડાઊં એ વાત મારી સ્ત્રી એકદમ માનવાની નહિ, તેથી તેણે કિંકરનું કહેવું સાંભળીને તેની મશ્કરી કરી હશે; અને બીજું કારણ એ છે કે, કોણ જાણે શા કારણથી આજ તે ખરેખરી અકળાઈ ગઈ છે, અને તેથી કરીને વખતે કિંકરનું કહેલું તેણે ધ્યાનમાં લીધું ના હોય. પછી સિપાઇએ ચિરંજીવનું કહેવું કબૂલ કર્યું, તેથી તે ( ચિરંજીવ ) તેને ( સિપાઈને ) સાથે લઈને પોતાના ઘર તરફ ચાલ્યો.

થોડેક દૂર ગયા પછી જરા છેટેથી કિંકરને આવતો જોઈને ચિરંજીવે સિપાઈને કહ્યું, પેલો મારો માણસ આવે છે, અને રૂપિઆ પણ લાવે છે એમાં સંદેહ નથી. હવે તમારે મારા ઘર સુધી આવવું પડશે નહિ. એટલામાં કિંકર પાસે આવી પહોચ્યો તેને ચિરંજીવે પૂછ્યું, કેમ કિંકર! જેને માટે તને મોકલ્યો હતો તે લાવ્યો છું કે નહિ ? કિંકરે કહ્યું, હા શેઠ! તે આણ્યા સિવાય હું આપની પાસે આવુંજ નહિ; એમ કહીને વેચાથી આણેલી દોરી તેને દેખાડી. તે જોઈ ચિરંજીવે તેને પૂછ્યું, મહોરો ક્યાં છે તે કહેને. કિંકરે કહ્યું, વળી મહોરો તે હું ક્યાંથી લાવું ? મારી પાસે જે

હતું તે આપીને આ દડી ખરીદી લાવ્યો છું. ચિરંજીવે કહ્યું, શું એક દડીના પાંચસો રૂપિઆ બેઠા? અત્યારે લબાડપણું રહેવા દેઈને કહે કે, જેને માટે મેં તને તાબડતોબ મોકલ્યો હતો તેનું શું થયું? કિંકરે કહ્યું, આપે મને દડી ખરીદીને ઘેર જવા કહ્યું હતું, તે પ્રમાણે તે ખરીદી છે અને તાબડતોબ ઘેર જાઉં છું. આવો જવાબ સાંભળી ચિરંજીવ ઘણો ગુસ્સે થયો અને કિંકરને મારવા લાગ્યો. તે જોઈને તેની સાથેના સિપાઇએ તેને કહ્યું, શેઠ, આટલા બધા અધીરા ના થાઓ; સહનશીલતા એ કેવો મોટો ગુણ છે તે આપ જાણતા નથી? આ સાંભળીને કિંકર બોલ્યો, શાંત થવાની વાત એમને કહેવાની શી જરૂર છે? જે દુઃખ ભોગવે તેણે શાંતિ રાખવાની જરૂર છે. હું માર ખાઇને દુઃખી થાઉં છું, તેથી મને આપે એવો ઉપદેશ તો દેવો જોઇએ. તેના જવાબમાં સિપાઇએ ક્રોધ કરીને તેને કહ્યું, અરે પાપી, જો તું ત્હારૂં ભલું ચાહાતો હોઊં તો મ્હો બંધ કર કિંકરે કહ્યું, મારૂં મ્હો બંધ કરવાનું કહેવા કરતાં એમને હાથ બંધ કરવાનું કહો તો સારૂં થાય.

આ બધી હકીકત સાંભળી અતિશય ક્રોધ કરીને ચિરંજીવ બોલ્યો, અરે બેભાન નિચ! હવે મને વધારે કંટાળો આપીશ નહિ. કિંકરે કહ્યું, હું ભાન વગરનો થાઊં તો મારા હકમાં સારૂં થાય. જો હું બેભાન થયો હોત તો આપે માર માર્યો તેથી થતું દુઃખ મને સમજાત નહિ. તેના જવાબમાં ચિરંજીવે કહ્યું, બીજી બધી બાબતોમાં તું ભાન વગરનો

છે, પણ માત્ર માર ખમવામાં તેવો નથી. એ વિષે તારામાં અને ગધેડામાં તફાવત નથી. કિંકરે કહ્યું, હું ગધેડો છું એમાં શો શક છે? જો હું તેવો ના હોઊં તો મારા કાન લાંબા કેમ હોય? આટલું બોલ્યા પછી તેણે સિપાઇને કહ્યું, સાહેબ જન્મારાથી તન તોડીને હું એમની ચાકરી કરૂં છું, પરંતુ માર સિવાય બીજું કંઈ પણ ઈનામ કદિએ પામ્યો નથી. ટાઢ વાહાય ત્યારે માર મારીને મને ગરમ કરે છે; તાપ લાગે ત્યારે માર મારીને ટાઢો કરે છે; ઊંઘી જાઊં તો મારીને જાગતો કરી દે છે; બેઠો હોઊં તો મારીને ઊભો કરી દે છે; કોઈ પણ કામે મોકલવો હોય તો માર મારીને ઘરની બહાર કાહાડે છે; કામ કરીને ઘેર આવૂં ત્યારે માર મારીને મારી આગતા સ્વાગતા કરે છે; અને વાતે વાતે કાન પકડીને ખેંચે છે તેથી મારા કાન આટલા લાંબા થઈ ગયા છે. શું કહું સાહેબ! કોઇને પણ કોઈ ઠેકાણે આવા ગુણવાળો શેઠ અને આવા સુખની ચાકરી મળી નહિ હોય! એમના આશરાથી હું ઘણા સુખમાં દહાડા કાઢું છું!

એજ વખતે ચિરંજીવે રસ્તા તરફ જોયું તો, તેની સ્ત્રી કેટલાક માણસોને લેઈને આવે છે. ત્યારે તેણે કિંકરને કહ્યું, અરે વાંદરા! હવે તું લબાડી કરતો નહિ. મારી સ્ત્રી આવે છે માટે અત્યારે તું અહિંથી ચાલ્યો જા. પરંતુ કિંકર તેને જોઈને ઘાંટા પાડીને કહેવા લાગ્યો, શેઠાણી મા! જલદી પધારો; શેઠ આજ આપને ઘણું ઈનામ આપશે. હારને બદલે એક સારી ભેટ તમને મળવાની છે. આમ કહીને હા-

થમાંની દોરી ઉકેલી નાંખીને તેને દેખાડવા લાગ્યો. આથી ચિરંજીવે ઘણોજ ગુસ્સો કરીને તેને મારવા માંડયો.

હેમકૂટવાસી ચિરંજીવે કરેલા તિરસ્કારથી ગુસ્સે થઈને અપરાજીતા ચંદ્રપ્રભા પાસે ગઈ હતી, તેના મ્હોડેથી ચિરંજીવ ગાંડો થયાની વાત સાંભળી ઘણી ગભરાઈને ચંદ્રપ્રભાએ વિદ્યાધર નામે એક બ્રાહ્મણને તેડાવ્યો. એ વિદ્યાધર ચિરંજીવના મોહોલ્લાનો ગોર ( પુરોહિત) હતો, તોપણ નવરાશના વખતે મોહોલ્લે મોહોલ્લે વૈદું કરવા ફરતો. ઘણાંને એવો ભરૂંસો હતો તે, ભૂત પ્રેતાદિકનો વળગાડ હોય તો સહેજમાં તે આરામ કરી શકે છે. અને તેથી કરીને એ મોહોલ્લાની સ્ત્રીઓ અને બીજા લોક પણ તેને ઘણું માન આપતા અને ચાહાતા. નામીચો અને સારૂં ભણેલો વૈદ્ય દવા કરતો હોય તોપણ દરદીને વિદ્યાધરની નજર હેઠળ કઢાવ્યા સિવાય તેમને નિરાંત વળતી નહિ. મતલબ કે એ બધા લોકોની આગળ વિદ્યાધરની મોટાઈનો પાર નહોતો. તેથી તે આવ્યો એટલે ચંદ્રપ્રભાએ પોતાના ધણીને થયેલા રોગની હકીકત તેને કહી અને તેનો હાથ ઝાલીને બોલી કે, તમે જલદીથી એમને સાજા અને ડાહ્યા કરી દો તો હું તમને સારૂં ઈનામ આપીશ. વિદ્યાધરે કહ્યું, તમે કશી ફિકર રાખશો નહિ. હું ઘણી વિદ્યાઓ જાણુંછું. મારાં માબાપે કાંઈ સમજ્યા વગર મારૂં નામ વિદ્યાધર પાડયું નથી. વારૂ, એ બધું તો ઠીક છે, પણ હવે તાકીદે ચિરંજીવ શેઠને ઘેર તેડી લાવવાની જરૂર છે માટે ચાલો, હું પણ તમારી સાથે

આવુંછું; પરંતુ ગાંડા માણસને લાવવો એ સેહેજ કામ નથી; માટે થોડાંક માણસોને પણ સાથે તેડી જવાં જોઈએ. આ સલાહ પ્રમાણે પાંચ સાત માણસોને ભેગા કરીને તેમને તથા વિદ્યાધર, વિલાસિની, અને અપરાજીતાને સાથે લેઈને ચંદ્રપ્રભા ચિરંજીવને ખોળવા માટે નીકળી હતી.

પછી જે વખતે ચિરંજીવ ક્રોધથી અધીરો થઈને કિંકરને મારતો અને ધિક્કારતો હતો તેજ વખતે ચંદ્રપ્રભા તેની પાસે આવી પહોચી. ત્યાં અપરાજીતાએ તેને કહ્યું, જો, તારો ધણી ગાંડો થયો છે કે નહિ? ચંદ્રપ્રભાએ કહ્યું, એમની હાલની રીતભાત અને પ્રકૃતિ જોતાં તો હવે એ વાતમાં મને કશો શક રહેતો નથી. પછી તેણે વિદ્યાધરને કહ્યું, મહારાજ! તમે ઘણા મંત્ર, ઘણાં ઓસડ, અને રોગ મટાડવાની બીજી ઘણી જુક્તિઓ જાણોછો, માટે આ વખતે આમને જલદીથી ડાહ્યા કરો; તમે જે ઈનામ માગશો તે આપીને હું તમને ખુશી કરીશ. વિલાસિની ઘણી દિલગીર અને ઉદાસ થઈને બોલી, હાય! આવો સર્વનાશિયો રોગ એમને કયાંથી થઈ આવ્યો! પહેલાંનો એમનો આકાર અને અને એમના મહોડાનું તેજજ કયાં છે! મેં કદિપણ એમને આવા બિહામણા બનેલા દીઠા નથી. એમના સામું જોતાં પણ બીક લાગે છે. પછી વિદ્યાધરે ચિરંજીવની પાસે જઈને તેને કહ્યું, શેઠ તમારો હાથ મારા હાથમાં આપો તો નાડી કેવી ચાલે છે તે હું તપાસું. તે સાંભળી ચિરંજીવે ઘણા ગુસ્સાથી તેને કહ્યું, આ રહ્યો મારો હાથ; તું અડકવાવાળો કોણ

છે? તે વખતે વિદ્યાધરે ધાર્યું કે, ચિરંજીવના શરીરમાં ભૂત આવવાથી તેની તબીઅતમાં આમ ફેરફાર થયેલો છે. તે ઉપરથી તે સંબંધના કેટલાક મંત્ર ભણીને, તેના શરીરમાં આવેલા ભૂતને તે કહેવા લાગ્યો કે, અરે પાપી પિશાચ! હું તને સમજાવીને કહુંછું કે, તાકીદે આમના શરીરમાંથી નીકળીને તારે ઠેકાણે થઈ જા. તે સાંભળી અતિશય ક્રોધ કરીને ચિરંજીવ "બોલ્યો, અરે મૂર્ખ! અરે પાપી! અરે પૈસાના ભૂત! તું છાનો રહે; હું કાંઈ ગાંડો થયો નથી. તે સાંભળીને ચંદ્રપ્રભા અત્યંત દુઃખ પામી આંખોમાં આંસુ લાવી ઘણી ગરીબાઈથી તેને કહેવા લાગી, પહેલાં તો તમે આવા કાંઇ નહોતા! મારૂં નશિબ છેક ફૂટેલું છે! આજ એકદમ આવો ભારે રોગ તમને ક્યાંથી આવી લાગ્યો! ચંદ્રપ્રભાનું બોલવું સાંભળીને ચિરંજીવને પગથી તે માથાસુધી ઝાળ લાગી, તેથી તે તેને ખૂબ ખીજીને બોલ્યો કે, અરે પાપણી! આ નિચ માણસજ તારો માનીતો થઈ પડયો છે. મને લાગેછે કે આજ પાપીની સાથે ખાવા પીવાની ગમતમાં અને અમન ચમનમાં ગરકાવ થઈને તેં બારણાં બંધ કરી રાખ્યાં હતાં અને મને ઘરમાં પેસવા દીધો નહોતો. તે સાંભળી ચંદ્રપ્રભા અચંબો પામીને બોલી, અરે! આ શું બોલો છો! તમને આવતાં થોડી વાર થઈ હતી એ વાત તો ખરી, પરંતુ તે પછી આપણે સૌએ સાથે બેશીને જમ્યાં છીએ. જમ્યા પછી પણ તમે ઘરમાંજ હતા. પણ તે પછી, થોડી વાર પહેલાં કોઈને કાંઈ પણ કહ્યા વગર ચાલ્યા આવ્યા

છો. તે છતાં અત્યારે શા કારણુથી મને ખીજો છો, અને આવી ખોટીખોટી વાતો બોલો છો, તે કાંઈ સમજી શકાતું નથી.

પછી ચિરંજીવે પોતાના નોકર કિંકરને પૂછ્યું, કેમરે કિંકર! આજ બપોરે હું ઘેર જમ્યોછું કે? કિંકરે કહ્યું, ના શેઠ, આજ આપ ઘેર જમ્યા નથી. ચિરંજીવે ફરીથી તેને પૂછ્યું, આજ જ્યારે હું જમવા માટે ઘેર ગયો ત્યારે ઘરનાં બારણાં બંધ હતાં કે નહિ, અને મને ઘરમાં પેસવા દીધો હતો કે નહિ? કિંકરે કહ્યું, હા સાહેબ, ઘરનાં બારણાં વાસેલાં હતાં અને આપને ઘરમાં પેસવા દીધા નહોતા. ફરીથી પાછું ચિરંજીવે તેને પૂછ્યું, વારૂ, એણે પોતે ઘરમાં રહીને મને ગાળો દીધી હતી કે નહિ? કિંકરે કહ્યું, હાજી, એ ઘણાજ કડવા બોલ બોલી હતી. વળી ચિરંજીવે પૂછ્યું, તે પછી હું ઘણો ભૂંડો પડીને ગુસ્સાભેર ત્યાંથી ચાલ્યો ગયો કે નહિ? કિંકરે કહ્યું, હાજી, તે પછી આપ ગુસ્સાભેર ત્યાંથીચાલ્યા ગયા.

આવા સવાલ જવાબ સાંભળી ચંદ્રપ્રભાએ આક્ષેપ વચનથી કિંકરને કહ્યું, તું ખરેખરો શેઠના કહ્યા પ્રમાણેજ કરનારો છે;પરંતુ તેમનું જેથીહિત સચવાય અને એમના મનને શાન્તિ થાય એવાઉપાય નહિ કરતાં તું માત્ર વેર વધરાવછ. પછી વિદ્યાધરે ચંદ્રપ્રભાને કહ્યું, તમે એનો તિરસ્કાર કરો છો તે વાજબી નથી. એ વિચાર વગરનું કામ કરતો નથી. એ માણસ ચિરંજીવ શેઠની રીતભાત અને તેમનો મિજાજ સારી પેઠે જાણે છે. આવી અવસ્થામાં તેમની મરજી પ્રમાણે ચાલ્યાથી જેવો

ફાયદો થાય તેવો બીજા કશાથી થાય નહિ. પછી ચિરંજીવ ચંદ્રપ્રભાના સામું જોઈને બોલ્યો, તેંજ સોનીની સાથે મસલત કરીને મને કેદ કરાવ્યો છે, નહિતો મેં મગાવેલી મહોરો શામાટે ના મોકલી? તે સાંભળી ચંદ્રપ્રભા અચંબો પામીને બોલી, સ્વામીનાથ! આ શું! એમ બોલશો નહિ. કિંકરે આવીને તમે કેદ પકડાયાની વાત કહેતાંજ મેં તેની સાથે મહોરો મોકલી દીધી છે. તે સાંભળી કિંકર ચમકીને બોલ્યો, શું મારી સાથે મહોરો મોકલી છે? જેમ આપની મરજીમાં આવે તેમજ બોલોછો કે! પછી તેણે (કિંકરે) ચિરંજીવને કહ્યું, નાજી! મને એક પૈસો પણ એમણે આપ્યો નથી; એમના કહેવા ઉપર આપ ભરોસો રાખતા નહિ. પછી ચિરંજીવે તેને પૂછ્યું, ત્યારે શું તું મહોરો લાવવા માટે એની પાસે ગયો નથી? તે વખતે ચંદ્રપ્રભા વચ્ચે બોલી ઊઠી, એજ મારી પાસે આવ્યો હતો અને તેજ વખતે વિલાસિનીએ તેના હાથમાં મહોરોની થેલી આપી હતી. વિલાસિનીએ પણ કહ્યું, મેં પોતે એના હાથમાં મહોરોની થેલી આપી છે. આ સાંભળીને કિંકરે કહ્યું, પરમેશ્વર જાણે છે તથા જે દડીઓ વેચેછે તે જાણે છે કે આજ આપે મને દડી ખરીદવા સિવાય બીજા કોઈ પણ કામે મોકલ્યો નથી,

આવો વાદવિવાદ સાંભળીને વિદ્યાધરે ચંદ્રપ્રભાને કહ્યું, જુઓ, શેઠ અને ચાકર બંને જણને ભૂત વળગ્યું છે. એમના ચેહેરા જોઈને હું તે બરાબર સમજી શકું છું. એમના હાથ પગ બાંધીને અંધારા ઓરડામાં રાખ્યા વિના એમને

સારૂં થવાનું નથી. ચંદ્રપ્રભાએ તેમ કરવાને કબૂલ કર્યું. તે સાંભળી ગુસ્સાથી ધ્રૂજતો ધ્રૂજતો ચિરંજીવ બોલ્યો, અરે માયાવિની! અરે દુરાચારિણી! આજ સૂધી તેં મને એવો મોહજાળમાં લપટાવી રાખ્યો હતો કે, હું તને કેવળ પતિવ્રતા સ્ત્રી સમજતો હતો. પણ અત્યારે જોઉં છું કે, તું ભયંકર કાળરૂપી નાગેણ છે. તારી ભૂંડી ધારણા પાર પાડવા માટે આ બધા ખરાબ માણસોની સાથે મસલત કરીને તું મારો જીવ લેવાની પેરવી કરે છે, અને હું ગાંડો થયાની વાત ચલાવી, મારા હાથ પગ બાંધીને અંધારા ઓરડામાં રાખવો એવું નક્કી કરીને આવી છે. પરંતુ તારી એ નઠારી ધારણાનો ઘટે તેવો બદલો હું વાળું છું; એમ કહીને, ગુસ્સાથી આંખો લાલચોળ કરી એકદમ તેના તરફ ધસ્યો. આથી ચંદ્રપ્રભા છેક ગાભરી બનીને પાસે ઉભેલા માણસોને કહેવા લાગી, તમે ઊભા રહીને તમાસો જુવો છો એ તમારી રીત કેવી છે તે હું સમજી શકતી નથી. કંઈપણ વિચાર કર્યા વિના જલદી એમને બાંધીલ્યો અને મારી પાસે આવવા દેશો નહિ. તે સાંભળીને ચિરંજીવ બોલ્યો, આ દેખાવ ઉપરથી તો એમજ લાગે છે કે નક્કી તું મારો જીવ લેવાનો ઠરાવ કરીને આવી છે.

પછી ચંદ્રપ્રભાના કહેવા પ્રમાણે તેની સાથેના માણસો ચિરંજીવને બાંધવાને તૈયાર થયા; તે વખતે તેણે પોતાને કેવળ લાચાર સમજીને પોતાની સાથેના સરકારી સિપાઈને કહ્યું, જુઓ, આ વખતે હું તમારા કબજામાં છું તો આવી હાલતમાં તમે મને શી રીતે છોડી દેશો? અને જો

છોડી દેશો તો તમે ખરેખરા અપરાધી થશો. પછી તે સિપાઈએ ચંદ્રપ્રભાને કહ્યું, મારી પાસેથી તમે એમને લેઇ શકશો નહિ, કારણ કે તે કેદમાં છે. તે સાંભળીને ચંદ્રપ્રભાએ તેને કહ્યું. અરે સાહેબ ! તમે આ બધુ તમારી નજરે જુવોછો અને કાનોકાન સાંભળોછો, તે છતાં કેવા વિચારથી એમને છોડવા ચહાતા નથી ? મને લાગે છે કે એમની આવી હાલત જોઈને તમને આનંદ થાય છે. તેના જવાબમાં સિપાઈએ કહ્યું, તમે મારાપર ખોટો આરોપ મૂકોછો. જો હું એમને છોડી દેઉં તો મારે ગાંઠના પાંચસો રૂપિઆ આપવા પડે. ત્યારે ચંદ્રપ્રભાએ કહ્યું, તમે એમને લઈ જવાદો; હું ધર્મસાખે કબૂલ કરૂંછું કે, એમનું દેવુ વાળ્યા સિવાય હું તમારી પાસેથી જઈશ નહિ. મને એમના લેણદાર પાસે લેઈ જાઓ, એટલે શામાટે એમને દેવું થયું છે તે તેના મોઢેથી સાંભળીને હું તેના રૂપિઆ આપી દેઈશ. ત્યારપછી તેણે વિદ્યાધરને કહ્યું, તમે સાવચેતીથી એમને ઘેર લેઈ જાઓ, અને હું આ અમલદારની સાથે જાઊંછું. બેન વિલાસિની, તું મારી સાથે ચાલ. પછી ફરીથી વિદ્યાધરને કહ્યું, મહારાજ ! તમે વાર નહિ કરતાં જલદી એમને લેઈને અહિંથી ચાલ્યા જાઓ; અને ખબડદારી રાખજો કે કોઈપણ રીતે બંધ છોડી નાખીને એ નાશી જાય નહિ. પછી વિદ્યાધર મજબૂત જકડી લીધેલા ચિરંજીવ અને કિંકરને લેઈને ત્યાંથી ઘરતરફ ચાલ્યો.

વિદ્યાધર વગેરે દેખાતા બંધ થયા પછી ચંદ્રપ્રભાએ

સિપાઇને પૂછ્યું, કોના કહેવાથી તમે એમને કેદ કર્યા છે તે કહો. ત્યારે સિપાઈએ કહ્યું, લક્ષ્મીદાસ નામના સોનીના કહેવાથી; તમે શું તેને ઓળખો છો? ચંદ્રપ્રભાએ કહ્યું, હા, હું તેને ઓળખું છું. પછી સિપાઈએ કહ્યું, તે સોનીએ એક હાર ઘડીને તમારા ધણીને આપ્યો છે તેની કિંમત તેને મળી નથી. તે સાંભળીને ચંદ્રપ્રભા બોલી, મેં પણ સાંભળ્યું છે કે મારા સારૂ એક હાર તેમણે ઘડવા આપ્યો છે; પરંતુ અત્યાર સુધી તે હાર મેં દીઠો નથી. તે સાંભળી પાસે ઉભેલી અપરાજીતાએ કહ્યું, આજ મારે ઘેર આવ્યા તે વખતે મારી આંગળીએથી વીંટી કાહાડી લેઈને ચાલ્યા ગયા તે પછી થોડીકવારે રસ્તામાં તે મને મળ્યા હતા તે વખતે એમના ગળામાં પહેરેલો એક નવો ઘડેલો હાર મેં જોયો હતો. પછી ચંદ્રપ્રભાએ કહ્યું, તું જે કહે છે તે ખોટું નહિ હોય બેન, પરંતુ મેં કદીપણ એ હાર જોયો નથી. ખેર, ભાઈ અમલદાર! જલદીથી તમે અમને એ સોનીની પાસે લેઈ જાઓ; જ્યાંસુધી તેની પાસેથી બધી હકીકત સાંભળીશ નહિ ત્યાંસુધી આ વાત હું સમજી શકીશ નહિ.

અપરાજીતાને તિરસ્કાર કરી અને બીવડાવીને આધી ખશેડયા પછી હેમકૂટવાસી ચિરંજીવ પોતાના કિંકર સાથે જે રાજમાર્ગેથી જતો હતો, તેજ રસ્તે ચંદ્રપ્રભા વગેરે પણ આવતાં હતાં. તેથી વિલાસિનીએ દૂરથી તેમને જોઈ ખૂબ ગભરાઈને ચંદ્રપ્રભાને કહ્યું, બા! કેવી સત્યાનાશની પાટી વળી! પણે જો તો ખરી, ચિરંજીવ અને કિંકર બંને જણ

બંધ છોડી નાંખીને નાશી આવ્યા છે. હવે શો ઈલાજ થાય! ચંદ્રપ્રભા તેમને જોઈ બેહદ ગભરાઈને રસ્તે જતા લોકોને અને પોતાની સાથેના સિપાઈને કહેવા લાગી, અરે ભાઈઓ! તમારાથી બની શકે તેવી રીતે એમને બાંધીને મારી પાસે લાવો. પછી તેમ કરવાના ઈરાદાથી ત્યાં ઘણા લોક ભેગા થઈ ગયા અને ઘણી ગરબડ મચી રહી. તે ઉપરથી ચમકીને ચિરંજીવે જોયું તો માલમ પડ્યું કે, જે માયાવિની બપોરે તેને પકડીને પોતાને ઘેર લેઈ ગઈ હતી તેજ આ વખતે એક સરકારી સિપાઈને સાથે લેઈને તેને પકડવા આવે છે. આવો દેખાવ જોઈને તેને અને તેના નોકર કિંકરને ઘણી દેહેશત લાગી. પછી તેમને બાંધીને લેઈ જવાની મસલત તેઓ કરે છે એમ જણાયાથી તે બંને જણ તરવારો ખેંચીને તેને મારવા માટે દોડ્યા. તે જોઈ ઘણો વહેમ ખાઈને સિપાઇએ ચંદ્રપ્રભાને અને તેની બેહેનને કહ્યું, એક તો એ ગાંડા થયેલા છે તેમાં વળી અત્યારે તેમના હાથમાં તરવારો છે; માટે હમણાં જો એમને બાંધવાની પેરવી તમે કરોછો એમ તેઓ જાણશે, તો ઘણાના જીવ જવાનો સંભવ છે. તેથી કરીને તમારી એ મસલતમાં હું સામેલ રહેતો નથી, પછી તમારી જેમ ઈચ્છા હોય તેમ કરો. હું તો હવે અહિં ઉભો નહિ રહેતાં ચાલ્યો જાઉંછું. અને તમને પણ ભલામણ કરૂંછું કે તમારે પણ એકદમ અહિંથી જતાં રહેવું એ સારૂં છે. આમ કહીને તે સિપાઈ ત્યાંથી ચાલ્યો ગયો અને ચંદ્રપ્રભા તથા વિલાસિની પણ વ-

ધારે માણસોને બોલાવી લાવવા માટે દોડી ગઇ.

એ પ્રમાણે એ બધાંને ગભરાઈને નાશી જતાં જોઈને ચિરંજીવે કિંકરને કહ્યું, કિંકર! અહિંની ડાકેણો તરવાર જોઈને બ્હીતી દેખાયછે જો! સારા નસીબેજ આપણી પાસે તરવારો હતી, નહિ તો ફરીથી તેઓ આપણને પકડી જાત અને છેવટે કોણ જાણે શુંએ કરત. ત્યારે કિંકરે કહ્યું, શેઠજી! બપોરે જે શેઠાણી આપની સ્ત્રી થવાને આતુર થઈ હતી તેજ બધાથી વધારે બીહેછે અને સૌથી પહેલી તેજ નાશી ગઈ એમ મારા જોવામાં આવ્યું. તરવાર એજ અહિંની ડાકેણોનો મૂળ મંત્ર છે તે આજ સુધી હું જાણતો નહોતો. પછી ચિરંજીવે કહ્યું, કિંકર! જો, હવે જેમ જલદી વહાણપર જતું રહેવાય તેમ ભલું. અહિંનો માગશો એવો છે કે, તેથી ક્યારે શું બનશે તે કહી શકાતું નથી. તેટલા માટે ચાલ આપણે મુસાફરખાનામાં જઈ સર સામાન લેઈને સંધ્યાકાળ પહેલા વહાણપર જતા રહીએ. કિંકરે કહ્યું, આપ એટલા બધા ઉતાવળા શા માટે થાઓ છો, આજની રાત અહિં રહો. મને લાગે છે કે તેઓ કદિ પણ આપણું ભૂંડું કરશે નહિ. પહેલાં હું એમને જેવાં ભયંકર જાણતો હતો તેવાં તેઓ નથી. જુવો, તેઓ કેવી મીઠી મીઠી વાતો કરે છે! આપણને તેમને ઘેર લેઇ જઇને કેવો સારો ખોરાક આપ્યો; કદિ પણ જોયા કે સાંભળ્યા સિવાય ધણી કહીને પરણવા ચહાય છે; અને હમણાંજ તમારે જરૂર છે એમ સમજીને ખુશીથી મહોરોની થેલી પણ આપી દીધી. તેટલા માટે હું

જો એમનું ભૂંડું બોલું તો લોકો મને કૃતઘ્ની કહે. હું આપની સાથે ઘણા દેશ ફર્યો છું, પરંતુ ક્યાંઇ પણ આવી માણસાઇ અને આવી સાલસાઈ જોઇ નથી. વધારે તો શું કહું શેઠ, પણ એમની રીતભાત જોઇને હું એટલો બધો મોહ પામ્યો છું કે, જો રસોઇખાનાની હાથણી જેવી ચાકરડી મારી સ્ત્રી થવાને ચાહાતી ના હોત તો નક્કી હું ખુશીથી આ રાજ્યમાં રહેત. કિંકરનું આવું બોલવું સાંભળી ખૂબ હસીને ચિરંજીવે તેને કહ્યું, અરે મૂર્ખ ! તને વધારે તો શું કહું, પણ કદાપિ આ રાજ્યની ગાદી મને મળે તો પણ કોઇ પણ રીતે હું અહિં રાતવાસો રહું નહિ. માટે ચાલ, હવે મોડું કરવાનું કામ નથી; સંધ્યાકાળ પહેલાં આપણે વહાણપર ચઢવું જોઈએ. આમ વાતો કરીને બંને જણ મુસાફરખાના તરફ ચાલ્યા.

---

## પ્રકરણ ૫ મું.

સરકારી સિપાઈ જયસ્થલવાસી ચિરંજીવને લઈને તેના ઘર તરફ ચાલ્યો; તે પછી પેલા લેણદાર વાણીઆએ લક્ષ્મીદાસ સોનીને કહ્યું, રૂપિઆ આપતાં તમને આટલી બધી હરકત પડશે એવું મેં ધાર્યું નહોતું. અરે, એ રૂપિઆની ગરબડને લીધેજ આજ હું જઈ શકીશ નહિ અને તેથી મને બહુ નુકશાન થશે. હવે સમજાય છે કે મેં તે વખતે તમને રૂપિઆ આપ્યા તે ઠીક કર્યું નહિ. તે સાંભળી અતિ-

શય લજવાઇને લક્ષ્મીદાસ બોલ્યો, શેઠ ! હવે મને વધારે શરમાવો નહિ, કારણકે આપના અણીના વખતે રૂપિઆ નહિ આપી શકાયાથી હું મરી રહ્યો છું. ચિરંજીવ શેઠ મારી સાથે આવી રીતિ વર્તશે એમ સ્વપ્નામાં પણ મેં નહોતું જાણ્યું. એ હાર લીધા છતાં લીધો નથી એમ કહેશે અથવા રૂપિઆ આપતાં આમ મહેનત પાડશે એમ મેં કદિપણ ધાર્યું નહોતું. એમને હાર આપ્યા સિવાય માત્ર તમારી સાથે હું છળ કરૂંછું, એવો વહેમ ના રાખશો. ધર્મ સાખે કહુંછું કે ચાર કલાક પહેલાં મેં જાતે એમને એ હાર આપ્યો છે. તે વખતે તે મૂલ આપતા હતા, પણ મેંજ મૂર્ખાઇ કરીને કહ્યું કે, અત્યારે હું બીજા કામે જાઉંછું, માટે પાછળથી આપને મળીશ, અને મૂલ લેઇ જઇશ. તોપણ તે વખતે એ એમ બોલ્યો હતો કે, અત્યારે મૂલ નહિ લે તો પાછળથી તે મળવાની આશા રાખીશ નહિ. શા હેતુથી તે વખતે એ એમ બોલ્યો હશે તેની મને ખબર નથી; પરંતુ જે બન્યું તે ઉપરથી તો એનું એ બોલવું ખરૂં ઠરે છે.

સોનીનું આ કહેવું સાંભળીને વાણીએ પૂછ્યું, વારૂ તે કેવો માણસ છે? લક્ષ્મીદાસે કહ્યું, બધીરીતે અહિં (જયસ્થલમાં) એના જેવો માણસ કોઇ નથી. નાનાં મોટાં સ્ત્રી પુરૂષ સર્વે તેને ઓળખે છે અને તેનું સારૂં બોલે છે. સૌ લોક તેને એક સરખું માન આપે છે અને તેનાં વખાણ કરે છે. અધિકાર અને મોટાઇની બાબતમાં આ રાજ્યમાં એનો જોટો નથી. કોઇ પણ બાબતમાં એનું કહેવું કદિએ ખોટું ના હોય. પ-

રોપકારમાં પણ એ ખુશીથી પૈસા ખરચે છે. આજ મારી સાથે એણે જે વર્તણુક ચલાવી છે તે સાંભળીને કોઈ ખરી માનશે નહિ. આ સર્વ સાંભળીને વાણીએ કહ્યું, ત્યારે શા માટે નકામા આપણે અહિં બેશી રહીએ છીએ? ચાલો, તેને ઘેર જઈએ. એમ કરવાથી રૂપિઆ જલદી મળશે અને વખતે આજજ મારાથી જઈ શકાશે. પછી તે બંને જણ ચિરંજીવના ઘર તરફ ચાલ્યા.

એ વખતે હેમકૂટવાસી ચિરંજીવ કિંકરની સાથે મુસાફરખાને જતો હતો, તેને દૂરથી જોઈને વાણીએ લક્ષ્મીદાસને કહ્યું, મને લાગે છે કે ચિરંજીવ શેઠ આમ આવે છે. લક્ષ્મીદાસે જોઈને કહ્યું, હા ખરે તેજ; અને મેં આપેલો હાર પણ અત્યારે તેના ગળામાં દેખાય છે. હવે જુવો, તમારા દેખતાં ખુલ્લી રીતે વારે ઘડીએ તે કહેતો હતો કે મેં હાર લીધો નથી અને એમ કહીને મારી સાથે તેણે કેટલી તકરાર અને બોલા બોલી કરી હતી? આમ વાત કરી તેની ( ચિરંજીવની ) પાસે જઈને તેણે ( લક્ષ્મીદાસે ) કહ્યું, ચિરંજીવ શેઠ! આજની તમારી રીતભાત જોઈને હું દિંગ થઈ ગયો છું. તમે કેવળ મનેજ દુઃખી કરો છો અને હિણું લગાડો છો એમ નથી, પણ તમારી પોતાની પણ બહુ ગેરઆબરૂ થાય છે. અત્યારે હાર પહેરીને ખુલ્લી રીતે ધોરી રસ્તે ફરો છો; અને તે વખતે તો સહેજમાં સોગાન ખાઈને કહેતા હતા કે હાર મેં લીધો નથી. આપની એવી વર્તણુકથી આ ભલા માણસનું (વાણીઆનું) એટલું બધું કામ બ-

ગડચું કે કાંઈ કહેવાની વાત નહિ. દેશાવર જવામાટે એણે સર્વ ગોઠવણુ કરી દીધી છે અને અત્યારે તો ક્યારનોએ તે ચાલ્યો ગયો હોત, પરંતુ મારા પાપેજ તે અટકી પડ્યો છે. તે વખતે જેમ સેહેજમાં વાંકુ બોલ્યા હતા તેમ અત્યારે પણ વાંકુ બોલશો કે?

લક્ષ્મીદાસનું કહેવું સાંભળીને ચિરંજીવે કહ્યું, તમારી પાસેથી હાર મેં લીધો છે ખરો, પણ એકેવાર નાકબૂલ કર્યો નથી. શામાટે એકદમ તમે મારાપર એવો ખોટો દોષ ચઢાવોછો? ત્યારે વાણીઓ બોલ્યો, તમે નાકબૂલ કર્યું હતું અને "હાર મેં લીધો નથી" એમ કહીને વારંવાર સોગાન પણ ખાધા હતા. ચિરંજીવે કહ્યું, મેં નાકબૂલ કર્યું અને સોગાન ખાધા એ કોણે સાંભળ્યું છે? વાણીઆએ કહ્યું મેં પોતે કાનોકાન સાંભળ્યું છે. બહુજ દિલગિરીની વાત છે કે તમારા જેવો નિચ માણુસ સારા માણુસોના ભેગો ભળવા પામેછે! તે સાંભળી ગુસ્સાથી ધ્રૂજી પડીને ચિરંજીવ બોલ્યો, બચ્ચા બકાલ! તું પણ ઘણો પાજી અને હલકો માણુસ દેખાય છે! નકામો શા માટે મારૂં ભૂંડું બોલેછે? હું સારો છું કે નઠારો, તે અહિંજ તને દેખાડી આપુંછું. બચ્ચા પાજી, મરો હવે; જેવું મ્હો તેવો તમાચો જોઈએ. એમ કહીને તેણે તરવાર ખેંચી એટલે વાણીએ પણ તરવાર ખેંચી, અને બંને જણુ ઝપાઝપી કરવા તૈયાર થઈ ગયા.

એ વખતે ચંદ્રપ્રભા બીજા કેટલાક માણુસોને તેડીને એ-

કદમ ત્યાં આવી પહોચી અને હેમકૂટવાસી ચિરંજીવને વાણીઆ સાથે મારામાર કરતો જોઈ, પોતાનો ધણી ( જયસ્થલવાસી ચિરંજીવ ) એ મારામાર કરે છે એમ સમજી કરગરીને વાણીઆને કહેવા લાગી, એના ઉપર ઘા કરૂં તો તને ધર્મની દુવાઈ છે; એ ગાંડો થયો છે. આવી હાલતમાં કોઈ પણ કારણુથી એના ઉપર ગુસ્સો કરવો મુનાસબ નથી. ભાઈ! હું તને પગે લાગીને કહુંછું કે દયા કરીને તું ધીરો પડ. પછી પોતાની સાથેના લોકોને તેણે કહ્યું, તમે યુક્તિ કરીને એના ( ચિરંજીવના ) હાથમાંથી તરવાર ઝુંટાવી લ્યો અને શેઠ તથા ચાકર ( ચિરંજીવ અને કિંકર ) બંને ને બાંધીને મારા ઘેર લઈ ચાલો. ચંદ્રપ્રભાને આમ ઓચિંતી આવેલી જોઈને અને ઉપર પ્રમાણે તેને બોલતી સાંભળીને કિંકરે ચિરંજીવને કહ્યું, શેઠજી, અત્યારે પણ પેલીજ માયાવિની શેઠાણી આવી છે; માટે અહિં ઊભા નહિ રહેતાં ચાલવા માંડો, નહિ તો છૂટકો થશે નહિ. પછી ચારે તરફ નજર ફેરવીને તે બોલ્યો, સાહેબ, ચાલો પેલા દેવળમાં પેશી જઈએ; ત્યાંપછી કોઈ આપણુને હેરાન કરી શકશે નહિ. બાદ તરતજ બંને જણુ દોડીને પૂંઠે દેવળ હતું તેમાં ભરાઈ ગયા. તે જોઈ ચંદ્રપ્રભા, વિલાસિની અને તેમની સાથેના માણુસો એ સર્વે પણ દેવળના બારણા પાસે જઈ ઊભાં, અને એ ગરબડ જોઈને રસ્તે જતા લોકો પણ ત્યાં ભેગા થઈ ગયા.

એ દેવળની સાચવણી અને સર્વ કારભાર એક પવિત્ર જોગણુના હાથમાં હતો. તે જોગણુ ઘણી સુશીલા અને

બહુ દયાળુ હતી તથા રૂડી રીતે દેવળનું કામ કરતી હતી; અને તેથી કરીને જયસ્થલના સઘળા લોક તેને પૂજ્ય ગણતા તથા તેના ઉપર ઘણી શ્રદ્ધા રાખતા હતા. તે જોગણે અંદર રહેરહે એકદમ ઘણી ગરબડ થતી સાંભળી તેથી તેનું કારણ જાણવાને બહાર આવી, અને ભેગા થયેલા લોકોને પૂછ્યું કે–શામાટે તમે અહિં ગરબડ કરોછો? તે સાંભળીને ચંદ્રપ્રભા બોલી, મારો ગાંડો થઈ ગયેલો ધણી નાશી આવીને આ દેવળમાં પેઠો છે માટે આપ કૃપા કરીને મને અને મારી સાથેના માણસોને અંદર પેસવા દો; અમારે તેને બાંધીને ઘેર લેઈ જવો છે તે સાંભળીને જોગણે તેને પૂછ્યું, કેટલા દિવસથી તે ગાંડો થયો છે? ચંદ્રપ્રભાએ કહ્યું, પાંચ સાત દિવસથી તે છેક ઉદાસ રહેતા અને ફટકેલા જીવથી ખોટા ખોટા વિચારમાં લીન થઈ ગયેલા જણાતા; પરંતુ આજ બપોર પછી તો તે છેક ભાન વગરના થઈ ગયા છે. આમ વાત કરતાં કરતાં પોતાની સાથેના માણસોને તેણે કહ્યું કે તમે અંદર જાઓ અને એમને તથા કિંકરને બાંધીને સાવચેતીથી લેઈ આવો. તે સાંભળીને જોગણ બોલી, બેટા! તમારામાંનું કોઈપણ દેવળમાં પેસવા પામશો નહિ. ત્યારે ચંદ્રપ્રભાએ કહ્યું, તો તમે તમારા માણસોને ફરમાવો કે તેઓ એમને બાંધીને અમારી પાસે આણે. જોગણે કહ્યું, તેમ પણ બનશે નહિ. જ્યારે તે આ દેવળને શરણે આવ્યો છે ત્યારે તો જ્યાંસુધી એની મરજી હશે ત્યાંસુધી ખુશીથી અહિં રહેશે અને તેટલો વખત તેના

ઉપર તારો અથવા બીજા કોઈપણ માણસનો કાંઈ પણ અધિકાર રહેશે નહિ. તેની દવા અને ચાકરીનું કામ હું મારા માથે લેઊંછું. જ્યારે તે સાજો અને ડાહ્યો થશે ત્યારે એની મેળે ઘેર આવશે. આવી હાલતમાં કોઈ પણ રીતે હું એમને તમારા કબજામાં આપીશ નહિ.

આ સાંભળી જરા દિલગીર થઈને ચંદ્રપ્રભા બોલી, આપ આ ગેરવાજબી કહો છો. હું જેવી રીતે ખરા મનથી એમની દવા અને ચાકરી કરીશ તેવી રીતે બીજું કોઈ કરે એ સંભવતું નથી. માટે તમે એમને અમને સોંપો. ત્યારે જોગણે કહ્યું, દીકરી! તું આટલી બધી ગભરાય છે શા માટે? ધીરજ રાખ. હું ઘણી જાતના મત્ર અને ઘણી ઘણી દવાઓ તથા દરદીની માવજત કરવાની રીત જાણું છું, અને આજ સુધીમાં સેંકડો માણસોનાં દેહનાં અને મનનાં દુઃખ મેં મટાડ્યાં છે. જે હકીકત મેં સાંભળી તે ઉપરથી તો હું ધારૂં છું કે થોડાજ દિવસમાં તારા ધણીને હું ડાહ્યો કરી શકીશ, અને તે વખતે પોતાની મેળે તે ઘેર ચાલ્યો આવશે. મારા તપ અને ધર્માચરણના તથા દેવળના કારભારના જે નિયમ છે તે પ્રમાણે, જ્યાંસુધી તારો ધણી અહિંના (દેવળના) આશરે આવી રહેલો છે ત્યાં સુધી તેની મરજી વગર જોરજૂલમથી તેને દેવળમાંથી કાઢી મૂકવામાં આવશે નહિ. તેટલા માટે, બેટા! તું ચાલી જા. જ્યાં સુધી એ સાજો થશે નહિ ત્યાં સુધી એને મારી પાસે રાખીશ. એની દવા દારૂ અને માવજતમાં કંઈ પણ ખામી પડશે ન-

હિ; એ વિષે તારે નિરાંતે રહેવું. ચંદ્રપ્રભાએ કહ્યું, એને છોડીને હું કદિ પણ અહિંથી જવાની નથી. મારી મરજી અને પરવાનગી વિના મારા ધણીને અહિં કબજે કરી રાખો એ કોઈપણ રીતે તમને લાજમ નથી. તમે બધી વાતનો પૂરેપૂરો વિચાર કર્યા વિના મને અહિંથી જવાનું કહો છો. તે સાંભળી જરા નાખુશ થઈને જોગણે કહ્યું, બેટા! એ બાબતમાં તું નકામી હઠ કરે છે; હું તારી સાથે ખોટી તકરાર કરતી નથી, પણ એકજ વાત કહું છું કે, તારો ધણી ડાહ્યો નહિ થાય ત્યાં સુધી કદિ પણ તું અહિંથી એને લેઈ જઈ શકીશ નહિ; માટે અત્યારે તો ઘેર પાછી જા.

આમ કહીને જોગણ દેવળમાં જતી રહી, અને તેના હુકમ મુજબ દેવળનાં બારણાં બંધ થયાં, તેથી કોઈથી પણ અંદર જવાય તેમ રહ્યું નહિ. પછી ચંદ્રપ્રભાનું આમ અપમાન થયેલું જોઈને વિલાસિની ઘણી ગુસ્સે અને નાખુશ થઈને તેને કહેવા લાગી, બા! હવે અહિં ઉભાં રહી વિચાર કરવાથી અને નકામો વખત ગાળવાથી શું ફળ થવાનું છે તે કહો? માટે ચાલો આપણા મહારાજા પાસે જઈને આ અહંકારી જોગણની ગેરવાજબી વર્તણુક વિષે ફરિયાદ કરીએ, તો જરૂર તે ઈનસાફ કરશે. તે સાંભળીને ચંદ્રપ્રભાએ કહ્યું, વિલાસિની! તું ખરેખરી ડાહાપણની વાત કહે છે; ચાલો આપણે મહારાજા પાસે જઈએ. જ્યાં સુધી તે (મહારાજા) પોતે અહિં આવી હુકમ ચલાવીને મારા ધણીને દેવળમાંથી બહાર કાઢી મને સોંપવાનું કબૂલ કરશે

નહિ, ત્યાં સુધી હું કોઇપણ રીતે તેમને છોડીશ નહિ, અને તેમના પગે પડી રહીને રોયા કરીશ. તે સાંભળીને લક્ષ્મીદાસની સાથે આવેલો વાણીઓ બોલ્યો, તમે જરાવાર રાહ જોશો તો અહિંજ મહારાજાનો મેળાપ તમને થશે. હું નક્કી જાણું છું કે સંધ્યાકાળ પહેલાં તે આ રસ્તે થઈને ગરદન મારવાના ઠેકાણે જવાના છે. હવે વખત થવા આવ્યો છે—સંધ્યાકાળની તૈયારી છે—તેથી એમને આવવાને બહુ વાર નથી. ત્યારે લક્ષ્મીદાસે તેને [ વાણીઆને ] પૂછ્યું, શા માટે સંધ્યાકાળ વખતે મહારાજા ગરદન મારવાની જગ્યાએ જવાના છે? વાણીએ કહ્યું, શું તમે સાંભળ્યું નથી કે હેમકૂટનો એક વૃદ્ધ વાણીઓ આ જયસ્થલના રાજ્યમાં આવ્યો હતો, એ વાંકને લીધે તે વાણીઆને આજ ગરદન મારવાનો હુકમ થયો છે? એને ગરદન મારવાની વેળાએ મહારાજા સાહેબ પોતે મારવાને ઠેકાણે હાજર રહેવાના છે. તે સાંભળીને વિલાસિનીએ ચંદ્રપ્રભાને કહ્યું, ત્યારે તો મહારાજા સાહેબ આ દેવળની પાસે આવે તેજ વખતે તમે તેમના પગે પડીને અરજ કરજો અને કોઈપણ વાતે બ્હીશો કે શરમાશો નહિ.

પછી થોડીક વારે, સરકારી અમલદારો અને ગરદન મારવાને તૈયાર કરેલા સોમદત્ત વગેરેની સાથે મહારાજા વિજયવલ્લભ દેવળની પાસે આવી પહોચ્યા. તેમને જોતાંજ ચંદ્રપ્રભા તેમની સામે જઈ હાથ જોડીને ગરીબાઈથી બોલી કે, મહારાજ! આ દેવળની કારભારણુ જોગણે આજ મારા ઉ-

ગાર ઘણોજ જૂલમ ગુજાર્યો છે, માટે આપે કૃપા કરીને તેનો ઇનસાફ કરવો જોઈએ. તે સાંભળીને વિજયવલ્લભે કહ્યું, તે ઘણી સુશીલા, ધર્મી અને હોશિયાર બાઈ છે ને કોઈ પણ રીતે ગેરવાજબી કામ કરે એવી નથી; તેથી શામાટે તું જૂલમ કર્યાનુ તોહોમત એના ઉપર મૂકે છે તેની મને કાંઈ સમજણ પડતી નથી. તેના જવાબમાં ચંદ્રપ્રભાએ કહ્યું, મહારાજ! હું એનાપર ખોટું તોહોમત મૂકતી નથી. આપે જરા ધ્યાન દેઈને મારી અરજ સાંભળવી જોઈએ. મહારાજ! જે પુરૂષની સાથે આપે મને પરણાવી છે તે અને તેનો ચાકર કિંકર એ બંને ગાંડા થઈ ગયા છે. તેઓ ઘોરી રસ્તે તથા લોકનાં ઘરમાં પેશીને બહુ જૂલમ કરે છે એવી વાત મેં સાંભળી એટલે એકદમ ઘણી મેહેનતે તે બંને જણને બાંધીને ઘેર મોકલાવી દેઈ, કંઈ કામને માટે હું લક્ષ્મીદાસ સોનીને ઘેર જતી હતી. એટલામાં તો તે બંને જણને ઘેરથી નાશી આવેલા જોયા. તેથી ફરીથી તેમને ઘેર લેઈ જવાની તજવીજ મેં કરી પણ બંને જણ છેક બેભાન બનેલા હોવાથી અમને દેખતાં વેતજ હાથમાં તરવારો લેઈને મારા તરફ ધશી આવવા તૈયાર થયા. તે વખતે મારી સાથે વધારે માણસ નહોતાં તેથી તરત હું ઘેર ગઈ અને બીજા ઘણા લોકોને ભેગા કરી સાથે લેઈ એમને અને કિંકરને લેઈ જવા સારૂ પાછી આવી. એ વખતે અમને બધાંને જોઈ બ્હીને તે બંને જણ આ દેવળમાં પેશી ગયા તેથી અમે પણ તેમની કેડેકેડે અહિં આવ્યાં, પણ દેવળની

કારભારણે બારણાં બંધ કરીને અમને અંદર પેસવા દીધાં નહિ. મેં આજીજી કરીને તેને કહ્યું, પરંતુ કોઈપણ રીતે તે અમને એમને લેઈ જવા દેતી નથી. મહારાજ! એવી અવસ્થામાં એમને અહિં રાખીને હું શીરીતે નીરાંતે ઘેર રહું? માટે હું એમને તાબેદે ઘેર લેઈ જઈ શકું તેવો બંદોબસ્ત આપ મહેરબાની કરીને કરી આપો, નહિતો આપને અહિંથી જવા દેઈશ નહિ.

ચંદ્રપ્રભા આટલું કહીને મહારાજાના પગે પડી ગઈ; અને દમભેર રોવા લાગી. આ જોઇને મહારાજાના મનમાં દયા ઉપજી, તેથી તેણે પાછળ ઉભેલા સિપાઇને કહ્યું, તું દેવળમાં જા અને કારભારણને મારા પ્રણામ બોલીને કહે કે, જરાવારને માટે મને મળવા સારૂ તે ઝટ અહિં આવી જાય. પછી ચંદ્રપ્રભાનો હાથ ઝાલી ભોંયપરથી તેને ઉઠાડીને કહ્યું, બેટા! શાંત થા; આ બાબતની તજવીજ કર્યા સિવાય હું અહિંથી જઈશ નહિ.

એ વખતે એક ચાકર દોડતો આવી ગભરાટથી ચંદ્રપ્રભાને કહેવા લાગ્યો કે, શેઠાણી મા! જો તમારો જીવ બચાવવા ચહાતાં હો તો કોઈ પણ ઠેકાણે સંતાઈ જાઓ. કારણ કે શેઠ અને કિંકર બંને બંધ કાપી નાંખીને છૂટા થયા છે. તેમણે ઘરનાં સર્વ દાસ દાસીઓને માર માર્યો છે તથા વિદ્યાધર મહારાજને મજબૂત બાંધીને તેમની દાહાડી સળગાવી દીધી અને પછી તે દહાડી હોલવવા માટે ગંદુ પાણી લાવીને તેના મોઢા ઉપર રેડ્યું છે. એ ભટજી ઉપર શેઠને

એટલી બધી રીસ ચડેલી લાગે છે કે બનશે તો એમને જીવથી મારી નાંખશે. વાસ્તે હવે જે કરવાનું હોય તે કરીને આપ સાવધ થાઓ. તે સાંભળીને ચંદ્રપ્રભાએ તેને કહ્યું, અરે મૂર્ખ! તું જૂઠું બોલે છે; તારો શેઠ અને કિંકર એ બંને કેટલીક વાર થયાં આ દેવળમાં પેશી ગયા છે. ચાકરે કહ્યું, શેઠાણી મા! હું જૂઠું કહેતો નથી. તેમણે બંધ કાપીને પાપી કામ કરવા માંડ્યું ત્યારે હું સાસભેર દોડતો તમારી પાસે આવ્યો છું. આટલી વાત કહેતા કહેતામાં ચિરંજીવના હોકારા સાંભળીને તે બોલ્યો કે, શેઠાણી મા! હું તેમની બૂમો સાંભળું છું. તેથી લાગે છે કે તે અહિં આવે છે; માટે તમે સાવચેત થાઓ. તે વારેઘડીએ કહેતા હતા કે "એ (તમે) જોવામાં આવશે એટલે એનાં નાક કાન કાપીને એની ફજેતી કરીશ" માટે જલદી નાશી જાઓ, અહિં ઊભાં રહેશો નહિ. આ હકીકત સાંભળી ચંદ્રપ્રભા બ્હીને આમ તેમ જોવા લાગી. તે જોઇને મહારાજા વિજયવલ્લભે તેને કહ્યું, દીકરી! કાંઈ બીક નથી, મારી પાસે આવીને ઊભી રહે. એમ કહીને તેણે રખવાળોને હુકમ કર્યો કે કોઇને પણ મારી પાસે આવવા દેતા નહિ.

એટલામાં ચિરંજીવને દૂરથી આવતો દેખીને ચંદ્રપ્રભાએ મહારાજાને કહ્યું, મહારાજ આ કેવું આશ્ચર્ય! પ્રથમ મેં એમને મજબૂત બંધાવીને ઘેર મોકલ્યા, તે પછી જરા વારમાં રાજમાર્ગે દેખાયા! એટલા થોડા વખતમાં બંધ કાપી નાખીને ત્યાં [રાજમાર્ગે] આવે એ કોઈપણ રીતે સંભ-

વતું નથી! તે પછી ત્યાંથી નાશીને આ દેવળમાં પેશી ગયાં. દેવળમાં પેસવા નીકળવાને એક સિવાય બીજું બારણું નથી, અને વળી અમે બધાં એ બારણા પાસેજ ઊભેલાં છીએ. તો એટલામાં શા રીતે એ બહાર નીકળ્યા તે સમજી શકાતું નથી! શું કહું મહારાજ! આજનાં એમનાં બધાં આચરણ માણસની બુદ્ધિ અને વિચારશક્તિથી સમજી શકાય એવાં નથી. ચંદ્રપ્રભા આમ બોલે છે એટલામા જયસ્થલવાસી ચિરંજીવ ગાંડાની પેઠે મહારાજની સામે આવી ઊભો રહીને કહેવા લાગ્યો, મહારાજ! ફરિયાદ, મહારાજ! ફરિયાદ! આજ મારા ઉપર બહુજ જૂલમ ગુજર્યો છે. જન્મારામાં કદિ પણ મારી આવી ગેરઆબરૂ થઈ નથી અને કદિ પણ મેં આવી હિનપસ્તી સહન કરી નથી, કે આવું દુઃખ ભોગવ્યું નથી. મારી સ્રી ચંદ્રપ્રભા ખરેખરી પવિત્ર બાઈની પેઠે આપની પાસે ઊભી છે, પરંતુ એના જેવી કુકર્મી સ્રી મેં કોઈ જોઈ નથી. તે કેટલાક પરાયા માણસોની સાથે કાળ ગાળે છે, અને તેમની શીખવણીથી આજ તેણે મને જે દુઃખ દીધું છે તથા મારી જે દુર્દશા કરી છે તેનું વર્ણન મારાથી થઈ શકે તેમ નથી. માટે આપે વાજબી રીતે એનો ઈનસાફ કરવો જોઈએ, નહિ તો હું આપઘાત કરીશ.

ચિરંજીવની ફરિયાદી સાંભળીને મહારાજાએ તેને કહ્યું, તમારા ઉપર શો જૂલમ ગુજર્યો છે તે કહો. તમારૂં કહેવું જો વાજબી હશે તો ખચિત હું તેનો બદલો વાળીશ. ચિ-

રંજીવે કહ્યું, મહારાજ આજ બપોરે જમવાના વખતે એણે બારણાં વાશીને મને ઘરમાં પેસવા દીધો નહિ અને તે વખતે તે કેટલાક પરાયા માણસોની સાથે રમત ગમત કરતી હતી. આ આરોપ સાંભળીને મહારાજા બોલ્યા, જો આ વાત સાચી હોય તો સ્ત્રી જાતનો એના કરતાં બીજો કોઈ મ્હોટો ગુન્હો નથી. પછી ચંદ્રપ્રભાના સામું જોઇ તેને પૂછ્યું, કેમ ચંદ્રપ્રભા! આ સંબંધમાં તારે કંઈ કહેવાનું છે? ચંદ્રપ્રભાએ કહ્યું, મહારાજ! એ પાયા વગરની વાત કરેછે. આજ બપોરે એ, હું, અને વિલાસિની એ ત્રણે સાથે જમ્યાં છીએ. આ વાત જો ખોટી હોય તો નરકમાં પણ મારૂં ઠેકાણું ના પડશે. પછી વિલાસિની બોલી, મહારાજ! અમે ત્રણે સાથે જમ્યાં છીએ. મારી બાએ આપની આગળ એક પણ બોલ જૂઠો કહ્યો નથી. એ બે બેહેનોનું બોલવું સાંભળી લક્ષ્મીદાસ સોની બોલ્યો, મહારાજા! એમના જેવી જુઠાબોલી બાઈડીઓ આખી પૃથ્વીપર મેં જોઈ નથી. બંને જણીઓ તમામ જૂઠું કહે છે. ચિરંજીવ શેઠ આજ ગાંડા થયા હો કે ગમે તેમ હો, પરંતુ તે જે ફરિયાદ કરે છે તે અક્ષરે અક્ષર ખરી છે. આ બે કુકર્મી સ્ત્રીઓના બોલવા ઉપર આપ ભરૂસો રાખશો નહિ.

તે પછી ચિરંજીવે પોતાના દુઃખની તમામ હકીકત કહેવા માંડી. તે બોલ્યો કે, મહારાજ! હું ગાંડોબાંડો કાંઈ થયો નથી. પણ આજ મારા ઉપર જેવો જૂલમ ગુજર્યો છે તેવો જૂલમ જેના ઉપર ગુજરે તે ગાંડો થાયજ. પ્રથમ

તો જમવાને વખતે બારણાં બંધ કરીને એણે મને ઘરમાં પેસવા દીધો નહિ. તે વખતે લક્ષ્મીદાસ સોની અને રત્નદત્ત શેઠ પણ મારી સાથે હતા. ગુસ્સાને લીધે હું બારણાં ભાગવા તૈયાર થયો હતો, પણ રત્નદત્તે ઘણું સમજાવીને તેમ કરતાં મને વાર્યો હતો. પછી લક્ષ્મીદાસને ઘડવા આપેલો હાર જલદીથી મને લાવી આપવાનું કહી તેને વિદાય કર્યો અને હું રત્નદત્તની સાથે અપરાજીતાને ઘેર જઈને જમ્યો. લક્ષ્મીદાસની બહુ રાહ જોઈ પણ તે હાર લેઈને આવ્યો નહિ તેથી તેને શોધવાને માટે હું નીકળ્યો અને રસ્તામાંજ તેને મળ્યો. તે વખતે (લક્ષ્મીદાસ પાસે રૂપિઆ માગનાર વાણીઆની તરફ આંગળી કરીને) આ વાણીઓ પણ તેની સાથે હતો. મળતાં વેંતજ લક્ષ્મીદાસે મને કહ્યું, "થોડીવાર પેહેલાં મેં તમને હાર આપ્યો છે તેના રૂપિઆ આપો." પરંતુ પરમેશ્વર સાક્ષિએ હું કહૂંછું કે અત્યાર સુધીમાં મેં એ હાર જોયોજ નથી. તેથી હાર લીધા શિવાય રૂપિઆ આપવાની મેં ના કહી; તેજ વખતે તેણે સરકારી સિપાઈ પાસે મને કેદ કરાવ્યો. આથી લાચાર થઈને, મેં મારો ચાકર કિંકર મળ્યો તેને રૂપિઆ લાવવા સારૂ ઘેર મોકલ્યો, પણ તે તો ગયો તે ગયોજ; ફરી પાછો આવ્યો નહિ. પછી ઘણા કાલાવાલા કરી સિપાઈને મારે ઘેર તેડી જઈ રૂપિઆ આપવાનું ઠરાવ્યું. તે પ્રમાણે હું અને તે સિપાઈ મારા ઘર તરફ જતા હતા, તે વખતે મારી સ્ત્રી અને તેની બેહેન એ બે જણીઓ અમને મળી, તથા બીજા પણ કેટલાક માણસો તેમની સાથે

હતા. વળી વિદ્યાધર નામે એક અભાગિઓ બ્રાહ્મણ અમારો ગોર છે તેને પણ તેડી લાવ્યાં હતાં. એ ગોર મહારાજ પોતાને વૈદ્ય પણ કહેવડાવે છે એના જેવો નીચ માણસ પૃથ્વીપર કોઈ નહિ હોય. મહારાજ ! એજ પાપી આજકાલ મારી સ્ત્રીનો હૈયાનો હાર અને ભરૂસાદાર થઈ પડ્યો છે. મને જોઈને તે બોલ્યો કે, આતો ગાંડા થયા છે ! બાદ તેની શીખવણી મુજબ મને અને કિંકરને બાંધીને ઘેર લેઈ ગયા અને એક ઘણા ગંધાતા અંધારા મકાનમાં અમને કેદ કરી રાખ્યા પછી હું મહા મહેનતે દાંતવતે બંધની દોરડીઓ કાપી નાંખી છૂટો થઈ નાશીને સઘળી હકીકત આપને જાહેર કરવા આવતો હતો, એટલામાં નસીબ જોગે આહિંજ આપનો મેળાપ થઈ ગયો. આપ ખરેખરા ધર્મનો અવતાર છો અને આ રાજ્યમાં ન્યાય અન્યાયનો વિચાર કરનાર પણ આપજ છો. એટલા માટે મારી આપને એજ અરજ છે કે, આપ વાજબી ઈનસાફ કરીને ગુનેગારને ઘટે તેવી શિક્ષા કરો. આ જે સઘળી હકીકત મેં આપને જાહેર કરી તેમાં એક પણ વાત જો જૂઠી હોય તો મને ગરદન મારજો.

આટલું કહીને ચિરંજીવ છાનો રહ્યો કે તરતજ લક્ષ્મીદાસ બોલી ઊઠયો કે, મહારાજ ! જમવાની વખતે એ ઘરમાં પેસવા પામ્યા નહોતા, તેમજ એમને ઘેર જમ્યા પણ નથી, તે બાબતની સાક્ષિ પૂરવા હું તૈયાર છું, કારણ કે તે વખતે હું એમની સાથે હતો. પછી મહારાજાએ તેને ( લક્ષ્મીદાસને ) પૂછ્યું, તેં એમને હાર આપ્યો છે કે નહિ તે કહે. લક્ષ્મીદાસે કહ્યું, હા મહારાજ ! મેં પોતે હાર એમને આપ્યો છે. થોડી વાર પહેલાં જ્યારે એ નાશીને દેવળમાં ભરાઈ ગયા તે વખતે એ હાર એમની કોટે હતો અને બધા માણસોએ નજરોનજર તે જોયો છે. ત્યારે વાણીઓ બોલ્યો, મહારાજ ! જ્યારે પહેલી વાર એ અમને મળ્યા ત્યારે હાર લીધાનું છેક નામુકરર ગયા હતા, પરંતુ

બીજી વાર મળ્યા તે વખતે ખુલ્લી રીતે કબૂલ કર્યું હતું. હાર લીધાનું અને ના લીધાનું એમણે જે કહ્યું હતું તે મેં કાનોકાન સાંભળ્યું છે. તે પછી વાતેવાતમાં તકરાર થઈ તેથી અમે અને જણા (હું—વાણીઓ—અને **ચિરંજીવ**) તરવારો લઇને મારામારી કરવા તૈયાર થઈ ગયા તે વખતે નાશીને તે દેવળમાં પેશી ગયા હતા અને અત્યારે ત્યાંથી નીકળીને આપની પાસે આવી ઊભા રહ્યા છે. આ સાંભળીને **ચિરંજીવ** બોલ્યો, મહારાજ! મારા જન્મારામાં હું એ દેવળમાં પેઠો નથી, આ વાણીઆ સાથે મારામારી કરવા તૈયાર થયો નથી, અને **લક્ષ્મીદાસે** કદિ પણ મને હાર આપ્યો નથી. એ ત્રણે ખોટી ફરિયાદો એણે ગોઠવી કાઢી છે.

આ બધી ફરિયાદો અને તેના રદિયા સાંભળી મહારાજા બોલ્યા કે, આવા ગુંચવાડાવાળી બિના આજ સુધીમાં કદિ પણ મારી પાસે રજુ થઈ નથી. મને લાગે છે કે તમારા બધાની જોવાની શક્તિ જતી રહી છે અને તમારી બુદ્ધિ બગડી છે. તમે બધાં કહો છો કે, **ચિરંજીવ** આ દેવળમાં પેશી ગયા છે; પણ જો એમ હોય તો અત્યારે પણ તે ત્યાંજ હોય. વળી તમે કહો છો કે એ ગાંડા થયા છે; પણ જો એમ હોય તો અત્યારે તે મારી રૂબરૂ આ પ્રમાણે અક્કલ વાપરીને અને વિચાર કરીને ફરિયાદ કરી શકે નહિ, તેમ સામી ફરિયાદના રદિયા પણ ના આપી શકે. પછી **ચંદ્રપ્રભા** અને **વિલાસિની**ના સામું જોઇને કહ્યું, તમે બે બેહેનો કહો છો કે **ચિરંજીવ** ઘેર જમ્યા હતા; પરંતુ **લક્ષ્મીદાસ** તે વખતે તેમની સાથે હતો તે કહે છે કે, એ ઘેર જમ્યા નથી. આમ કહ્યા પછી તેણે કિંકરને પૂછ્યું, કેમરે, તું શું જાણે છે તે કહે. કિંકરે કહ્યું, રાજાધિરાજ! મારા શેઠ આજ બપોરે **અપરાજીતા**ને ઘેર જમ્યા હતા. તે સાંભળીને **અપરાજીતા** બોલી હા મહારાજ! **ચિરંજીવ** શેઠ આજ મારે ત્યાં જમ્યા હતા, અને તે વખતે

મારી આંગળીએ એક વિંટી હતી તે તેમણે કહાડી લીધી હતી. ચિરંજીવે કહ્યું, હા મહારાજ! એ ખરૂં કહે છે; ( વિંટી દેખાડીને ) આ વિંટી એની આંગળીએથી મેં કાહાડી લીધી છે. પછી મહારાજાએ અપરાજીતાને પૂછ્યું, વારૂ, તેં ચિરંજીવને દેવળમાં પેસતાં જોયા છે કે? અપરાજીતાએ કહ્યું, હા મહારાજ! મેં નજરોનજર જોયા છે; એમાં કશો સંદેહ નથી.

આ પ્રમાણે એક બીજાથી વિરૂદ્ધ વાતો સાંભળી આશ્ચર્ય પામીને મહારાજા બોલ્યા, આવો નવાઈ જેવો બનાવ કદિ પણ મેં જોયો કે સાંભળ્યો નથી. મને નક્કી લાગે છે કે, તમે બધાં ગાંડાં થઈ ગયાં છો. પછી એક સિપાઈને હૂકમ કર્યો કે, જા, મારૂં નામ દેઈને દેવળની કારભારણને તાકીદે અહિં આવવાનું કહે. જોઈએ હવે, તે પણ શું કહે છે. પછી "જેવી મહારાજાની આજ્ઞા" એમ કહીને સિપાઈ દેવળમાં ગયો.

જયસ્થલવાસી ચિરંજીવ મહારાજાની સામે આવી ખડો થયો તેને જોતાં વેંતજ સોમદત્ત મનમાંને મનમાં કહેવા લાગ્યો કે, જો શોક અને દુર્દશાને લીધે મારી અક્કલ છેક મારી ગઈ ના હોય, અને મારી જોવાની શક્તિ જતી રહી ના હોય, તો આ માણસ મારો દીકરો ચિરંજીવ અને બીજો તેનો ચાકર કિંકર છે, એમાં કશો સંદેહ નથી. આમ ધારીને ચિરંજીવને પોતાનો દીકરો કહી બોલાવવાને તે ઘણો તલપાપડ થઈ રહ્યો હતો, પરંતુ ફરિયાદો અને તેના રદ્દિયાની ગરબડ ચાલતી હતી તેથી વખત મળતો નહોતો. તેથી આ વખતે લાગ જોઈને તેણે મહારાજાને કહ્યું કે, મહારાજ! જો રજા હોય તો કંઈક જાહેર કરવાની મારી મરજી છે. મહારાજાએ કહ્યું, કોઈપણ વાતે જરાએ અચકાયા વિના તારે જે કહેવું હોય તે સુખેથી કહે. પછી સોમદત્ત બોલ્યો કે, મહારાજ! આટલા વખત પછી આ માણસોમાં હું મારા

એક સંબંધીને જોઊં છું અને ધારૂં છું કે તે રૂપિઆ આ-
પીને મારો જીવ બચાવશે. તે સાંભળી મહારાજાએ કહ્યું,
સોમદત્ત, જો કોઈ પણ રીતે તારો જીવ બચે તો હું કહી
શકાય નહિ એટલો બધો ખુશી થાઊં. તું તારા સંબંધીને પૂ-
છ કે તે તારો જીવ બચાવવાને આ વખતે પાંચ હજાર
રૂપિઆ આપવા તૈયાર છે કે નહિ. પછી સોમદત્તે ચિરં-
જીવને પૂછ્યું, કેમ બાપુ! તારૂં નામ ચિરંજીવ અને તારા
ચાકરનું નામ કિંકર ખરૂં કે? ગરદન મારવા લેઈ જવાને
તૈયાર કરેલા અજાણ્યા પરદેશી માણસે એકદમ આ પ્રમાણે
શા માટે પૂછ્યું હશે, તેનો ભેદ સમજી નહિ શક્યાથી, ચિ-
રંજીવ કંઈ પણ જવાબ નહિ આપતાં એકી નજરે તેને
ધારી ધારીને જોવા લાગ્યો. ત્યારે સોમદત્તે તેને કહ્યું, તું
કેવળ અજાણ્યા માણસની માફક મને ધારી ધારીને જુએ-
છે કેમ? તું તો મને બરાબર ઓળખે છે. ચિરંજીવે કહ્યું,
નાજી! હું આપને ઓળખી શકતો નથી અને અત્યાર પ-
હેલાં મેં કદિ આપને જોયા હોય એમ યાદ પણ નથી. સો-
મદત્તે કહ્યું, આપણે છૂટા પડ્યા પછી શોકથી અને ખોટા
ખોટા વિચારથી મારી આકૃતિમાં એટલો બધો ફેરફાર થ-
ઈ ગયો છે કે, તું મને ઓળખી શકું એમ નથી. ચિરં-
જીવે કહ્યું, નાજી, તેમ કાંઈ નથી; પણ હું આપને ઓળ-
ખતોજ નથી અને હવે આપનું કહેલું પણ સાંભળીશ નહિ.
પછી સોમદત્તે કિંકરને પૂછ્યું, કેમ કિંકર! તું પણ મને
ઓળખતો નથી કે? કિંકરે કહ્યું, જો મારા કહેવા ઉપર

ભરોસો રાખો તો કહું છું કે હું આપને ઓળખી શકતો ન-થી. ત્યારે સોમદત્તે ફરીથી ચિરંજીવને કહ્યું, મને નક્કી લાગે-છે કે, તેં મને ઓળખ્યો છે. ત્યારે ચિરંજીવે કહ્યું, મને પણ નક્કી લાગે છેકે હું આપને ઓળખી શકતો નથી; નહિ તો ઓળ-ખીને નાકબૂલ કરવાનું કંઈ પણ કારણ નથી. હું વારે ઘ-ડીએ કહું છું કે હું આપને ઓળખતો નથી, તો પછી મારી વાત તમારે નહિ માનવાનું કાંઇ પણ કારણ જણાતું નથી.

ચિરંજીવનું કહેવુ સાંભળી સોમદત્ત ઝંખવાણો પડી ગયો અને અચંબો પામીને તેને કહેવા લાગ્યો કે, કમનસિબે આ સાત વરસમાં મારા અવાજમાં અને મારી આકૃતિમાં એટલો બધો તફાવત પડી ગયો છે કે, તુ મારો એકનો એક દીકરો ચિરંજીવ તે પણ આજ મને ઓળખી શકતો નથી. જો કે ઘડપણને લીધે મારૂં શરીર ઘસાઈ ગયું છે, શોકથી હું લેવાઈ ગયો છું, અને મારી અક્કલ, નજર (દૃષ્ટિ) અને સાંભળવાની શક્તિ નહિ જેવી થઈ ગઈ છે, તો પણ, તારો અવાજ સાંભળીને અને તારી આકૃતિ જોઈને મારી તો ખાત્રી થાય છે કે તું મારો પુત્ર છે; એ વિષે મને જરાએ સંશય નથી. તે સાંભળી જરા અભાવ દેખાડીને ચિરંજીવે કહ્યું, મહાજન! સાત વરસની વાત આપ શા માટે કહો-છો ? હું સમજણો થયો ત્યારથી મેં મારા બાપને જોયો નથી. સોમદત્તે કહ્યું, દીકરા, એમ કેમ બોલેછે? સાત વરસ થયાંજ તું હેમકૂટથી નીકળ્યો છે. એટલાં થોડાં વર-સમાં એકદમ બધી વાત તું ભૂલી ગયો તે જોઈને મને બહુ અચંબો લાગે છે. અથવા એમ નહિ તો મારી દુર્દશા જો-

ઈને આટલા બધા લોકોના દેખતાં મને બાપ કહેવાનું કબૂલ કરતાં તું શરમાય છે. તે સાંભળીને ચિરંજીવે કહ્યું, મારા જન્મારામાં હું કદિ હેમકૂટ ગયો નથી. મહારાજા સાહેબ પોતે અને આ શેહેરના જે લોક મને ઓળખે છે તે બધા એ વિષે સાખ પૂરશે. હું આપની સાથે ઠગાઈ કરતો નથી. પછી મહારાજાએ કહ્યું, સોમદત્ત! વીસ વરસથી ચિરંજીવ મારી પાસે રહે છે, અને એ વીસ વરસમાં કદિ પણ એ હેમકૂટ ગયો નથી તે વિષે હું સાખ પૂરૂં છું. મને નક્કી સમજાય છે કે, શોકથી, ખોટા ખોટા વિચારોથી અને મરવાની બ્હીકથી તારી અક્કલ મારી ગઈ છે તેથી તું આ બધી સંબધ વગરની વાતો કરે છે. પોતાને એમ કેવળ લાચાર થયેલો સમજીને સોમદત્ત ભૂંઠો પડી ગયો અને ઘણો નિસાસો નાખીને નીચું માથું કરી ચૂપ થઈ રહ્યો.

તેજ વખતે દેવળની કારભારણ, હેમકૂટવાસી ચિરંજીવ અને કિંકરને સાથે લેઈને મહારાજાની સામે આવી ઊભી રહી, અને ઘણા માન મલાજાથી કહેવા લાગી, મહારાજ! આ બે પરદેશી માણસો ઉપર આજ ઘણોજ જૂલમ ગુજર્યો છે, માટે આપે તેનો ઈનસાફ કરવો જોઈએ. સારા નસીબે તેઓ દેવળમાં આવી ભરાયા, નહિતો એમના જીવનું જોખમ થાત.

આ વખતે બે ચિરંજીવ અને બે કિંકરને જોતાંજ ભેગા મળેલા સર્વ લોક અચંબામાં ગરકાવ થઈને એકેટસે ધારી ધારીને તેમને જોવા લાગ્યા. ચંદ્રપ્રભા પણ બે ઘણી

ને આવેલા જોઈને હાબીજ બની ગઈ. હેમકૂટવાસી ચિરંજીવે **સોમદત્તને** જોતાંવેંતજ ઓળખ્યો, અને તેને એવી દુઃખી હાલતમાં દેખી આંખોમાં આંસુ લાવીને તેના તરફ જોઈ બોલ્યો કે, પિતા! માત્ર સાત વરસ થયાં હું તમારાથી છૂટો પડ્યો છું, એટલા થોડા વખતમાં તમારા દેખાવમાં એટલો બધો ફેરફાર થઈ ગયો છે કે, એકદમ ઓળખી શકાઓ પણ નહિ. ખેર, તે ગમે તેમ હો, પણ આપના શરીર ઉપર ગરદન મારવાની શિક્ષા પામેલા માણસના જેવો વેશ કેમ દેખાય છે? હેમકૂટવાસી કિંકરે પણ તેને (**સોમદત્તને**) ઓળખીને ભોંયપર લાંબો થઈ દંડવત્ પ્રણામ કર્યા અને આંસુભરી આંખે પૂછવા લાગ્યો, બાપજી! શા માટે આપને બાંધી રાખ્યા છે તે કહો. દેવળની કારભારણે પણ કેટલીકવાર સુધી એકીટસે નીહાળી જોઈને **સોમદત્તને** ઓળખ્યો હતો; તેથી આ વખતે કિંકરનું બોલવું સાંભળીને તેની આંખો આંસુથી ઊભરાઈ જવા લાગી અને શોક ભર્યા સાદે તે બોલી કે. હું એમને છોડાવુંછું. પછી તેણે **સોમદત્તને** પૂછ્યું, કેમ મહાજન! આપને યાદ છે કે **લલિતા** નામની એક સ્ત્રી સાથે આપ પરણ્યા હતા, અને એ અભાગણીને પેટે સર્વ વાતે એક સરખા રૂપરંગના બે જોડીઆ પુત્ર અવતર્યા હતા? એ કમનસિબ **લલિતા** હું પોતેજ છું અને હજી જીવતી રહીછું. આ જન્મમાં ફરીને મને આપનાં દર્શન થશે એવી જરાએ આશા નહોતી. જો પેહેલાંની વાત યાદ હોય તો.....................

આટલું બોલતાં બોલતાં લલિતાને ડૂમો ભરાઈ આવ્યો, અને તેની આંખોનાંઆંસુથી છાતી ભીંજાઈ જવા લાગી.

એકદમ ચિરંજીવને જોઇને અને અમૃત જેવાં વાક્યથી તેને વાતચીત કરતો સાંભળીને સોમદત્તનું હૈયું કહી શકાય નહિ તેવા હરખના ઊભરાથી ઊભરાઈ જતું હતું. તેમાં વળી આ વખતે લલિતાના મેળાપથી તથા તેના સંભાષણથી જાણે તે હરખના દરીઆમાં તણાવા લાગ્યો અને આંસુ ભરી આંખે ગદ્ગદ્ કંઠે બોલ્યો કે, પ્રિયે! મારા કમનસિબ પ્રમાણે તો ફરીથી તારૂં અને ચિરંજીવનું મ્હો હું જોઈશ એવી કંઈ પણ આશા નહોતી. અત્યારે પણ હું તમને જોઊં છું ખરો, પરંતુ તુંજ ખરેખરી લલિતા છે અને આજ ખરેખરો ચિરંજીવ છે, તેનો હજુ પણ મને ભરૂસો પડતો નથી. વધારે તો શું કહું, પણ હું તો એમ સમજું-છું કે આ બધું સ્વપ્ના જેવું છે. ખેર, તે ગમે તેમ હો, પણ તું જો ખરેખરી લલિતાજ હોય તો કહે જોઇએ, જે છોકરાને લેઈ વહાણના એક ડોળ સાથે બંધાઈને તું દરિઆમાં પડી હતી તે છોકરા ક્યાં ગયા? તેઓ શું હજુ જીવે છે? આ વાત સાંભળતાંજ લલિતાની બંને આંખોમાંથી જોરભેર આંસુ વહેવા લાગ્યાં અને કેટલીકવાર સુધી તેનાથી બોલી શકાયું નહિ. પછી શોકના ઊભરાને કંઈક દબાવીને ઘણા દયામણા અવાજે તે બોલી, નાથ! તમારૂં કહેવું સાંભળીને, ઘણા દિવસથી શાંત પડેલો મારા શોકનો સમુદ્ર પાછો ઊછળી આવે છે. તમારા સવાલનો જવાબ આપતાં મારૂં કા-

ભજું કારાઈ જાય છે. હું કિનારે ઉતરી તે પછી કર્ણપુરના માણુસો ચિરંજીવ અને કિંકરને લેઇને જતા રહ્યા; તેથી તમારા અને છોકરાના શોકને લીધે હું બેબાકળી બની જઈ રાત દિવસ હાહાકાર કરીને રસ્તે રસ્તે રડતી ફરતી હતી. બાદ કેટલોક કાળ વિત્યા કેડે જરા જરા શોક શમાવી આપને શોધવા માટે નીકળી પડી. ઘણું દુઃખ વેઠીને ઘણા ઘણા દેશ ફરી પરંતુ કોઈ પણ ઠેકાણે આપનો કંઈ પણ પત્તો લાગ્યો નહિ. તેથી છેવટે આપને ફરી મળવાની આશામાં છેક નિરાશ થઇને નક્કી કર્યું કે, હવે મારે જીવવાની કંઈ જરૂર નથી. આટલું બધું દુઃખ વેઠીને મિથ્યા દેહનો ભાર વહેવો એ માત્ર દુઃખજ છે; અને તેટલા માટે હું આપઘાત કરૂં કે જેથી એકદમ બધાં દુઃખનો છેડો આવી જાય. પણ પછી વળી એવો વિચાર થયો કે આપઘાત કરવો એ કોઈ રીતે લાજમ નથી, માટે જીંદગીનો બાકી રહેલો વખત જપ તપ અને દેવસેવામાં ગાળવો એજ સારો રસ્તો છે, અને તેથી રખડતી રખડતી આખરે અહિં ( જયસ્થલ ) આવી આ દેવળમાં રહી જોગણુ બનીને દિવસ નિર્ગમન કરૂં છું. મોટો ચિરંજીવ અને તેનો ચાકર કિંકર હજુ જીવે કે નહિ, અને જીવતા હોય તો ક્યાં છે, તેમાંનું કંઈ પણ હું કહી શકતી નથી. પછી **લલિતા** અને **સોમદત્ત** એ બંને એકે ટસે ધારી ધારીને એક બીજાનાં મ્હો જોઈ ખૂબ આંસુ પાડવા લાગ્યાં.

એ ચિરંજીવ અને એ કિંકરને ભેગા થયેલા જોઇને મહારાજા વિજયવલ્લભ કંઈ પણ નક્કી નહિ કરી શકતાં સંદેહયુક્ત ચિત્તથી કંઈ કંઈ કલ્પનાઓ કરતા હતા, તે આ વખતે **લલિતા** અને **સોમદત્ત**ની વાતચીત સાંભળી કેવળ વ્હેમ વગરના થઇને હસતે મ્હોડે બોલ્યા, **સોમદત્ત**! સવારે તેં તારૂં જે વૃત્તાન્ત કહ્યું હતું તેમાં મને ઘણો વ્હેમ રહેતો હતો; પણ અત્યારે તમારી ધણી ધણીઆણીની વાતચીત સાંભળીને મારો બધો વ્હેમ ટળી ગયો છે. **લલિતા**ની

વાતથી તારી હકીકતને ખરેખરો ટેકો મળે છે. હવે હું બરાબર સમજી શક્યો કે, બંને ચિરંજીવ તમારા જોડીઆ પુત્ર, અને બંને કિંકર તમે વેચાથી લીધેલા જોડીઆ ચાકર છે. અમારો—જયસ્થલવાસી—ચિરંજીવ છેક બચપણમાં તમારાથી છૂટો પડયો હતો તેથી તમને ઓળખી શક્યો નહિ. ગમે તેમ હોય, પણ માણસના નસિબની વાત કંઈ પણ કહી શકાતી નથી. જેમના વિયોગથી આજ સુધી તું જીવતો મુવા જેવો હતો, તે બધાનો મેળાપ એકજ વખતે અને અણધારેલી રીતે થયો! આજ સુધી તું તને પોતાને ઘણો કમનસિબ સમજતો હતો, પરંતુ અત્યારે દેખાય છે કે તારા જેવો નસિબદાર પૃથ્વીપર ભાગ્યેજ હશે. જીંદગીના પાછલા વખતમાં તારા નસિબમાં આવું સુખ મળવાનું છે અને આવી સારી દશા થવાની છે એમ તારા સ્વપ્નામાં પણ આવ્યું નહિ હોય.

સોમદત્તને એ પ્રમાણે કહી હેમકૂટવાસી ચિરંજીવને જયસ્થલવાસી ચિરંજીવ સમજીને મહારાજાએ તેને પૂછ્યું, કેમ ચિરંજીવ! તું પ્રથમ કર્ણપુરથી આવ્યો હતો ને? તેણે કહ્યું, ના મહારાજ! હું નહિ; હું તો હેમકૂટથી આવ્યો છું. આ સાંભળી મહારાજાએ મ્હો મલકાવીને કહ્યું, હા, હું સમજ્યો, તું અમારો (જયસ્થલવાસી) ચિરંજીવ નહોય; તું આ તરફ ઈલાયદો ઊભો રહે. તમારામાંથી કોણ કિયો માણસ તે ઓળખવાનું બહુ મુશ્કેલ છે. પછી જયસ્થલવાસી ચિરંજીવે કહ્યું, મહારાજ! હું કર્ણપુરથી આવ્યો હતો. આપના પિત્રાઈ પ્રખ્યાતવીર વિજયવર્મા મને તેમની સાથે અહિં તેડી લાવ્યા હતા. તેમજ જયસ્થલવાસી કિંકરે કહ્યું, હું પણ એમની સાથે આવ્યો હતો. પછી મહારાજાએ તેમને કહ્યું, તમે બન્ને જણા પણ એક બાજુએ સાથે ઊભા રહો.

તે વખતે ચંદ્રપ્રભાએ તે બન્ને ચિરંજીવને પૂછ્યું, તમારા બેમાંથી કોણ આજ બપોરે મારી સાથે જમ્યા હતા.

હેમકૂટવાસી ચિરંજીવે કહ્યું, હું. ત્યારે ચંદ્રપ્રભાએ તેને પૂછ્યું , શું તમે મારા ધણી નહિ ?! તેણે કહ્યું, ના, હું તારો ધણી નથી; પણ તું ધણી સમજીને જોર જૂલમથી મને તારા ઘેર લેઈ ગઈ હતી અને એમ સમજીનેજ મને ઘણો અનુયોગ કર્યો હતો. તારી બેહેને પણ મને એનો બનેવી સમજીને એવીજ વાતચીત કરી હતી. પરંતુ મેં પેહેલેથી છેવટ સુધી કહ્યું હતું કે હું આહિં ( જયસ્થળમાં ) રહેતો નથી, હું તારો ધણી નથી અને હજુસુધી હું પરણ્યો નથી. મારૂં એ કહેવું તે વખતે તેં માન્યું નહોતું. હું તારો ધણી છતાં તારાથી રીસાઈને એમ કહુંછું એમ તમે બંને બેહેનો તે વખતે સમજી હતી. આમ કહ્યા પછી તેણે મ્હો મલકાવીને વિલાસિનીને કહ્યું, તે વખતે મેં તારી સાથે પરણવાની વાત કરી હતી તેથી તું અચંબો પામી હતી અને મને રીતસર ધિક્કારી મારી પાસેથી ચાલી ગઈ હતી. પરંતુ અત્યારે લાગે છે કે હવે તને એ બધી આપત્તિનું કારણ સમજાયું હશે. આ સાંભળી વિલાસિની શરમાઈને નીચું જોઈ રહી. પરંતુ તેનો ચેહેરો જોઈને આસપાસનાં સર્વે માણસો સમજી ગયાં કે ચિરંજીવે જે કહ્યું તેથી તેને જરાએ ખોટું લાગ્યું નથી. પછી ચિરંજીવે કહેલી પરણવાની વાત સાંભળી ઘણોજ સંતોષ દેખાડીને મહારાજા વિજયવલ્લભે પ્રિતીથી ભરપૂર નજરે જોઈને કહ્યું, શુભ કામમાં વાર કરવાની જરૂર નથી. ચિરંજીવ ! આવતે કાલે વિલાસિની સાથે તમને પરણાવીશું.

પછી લક્ષ્મીદાસ સોનીએ હેમકૂટવાસી ચિરંજીવને પૂ-

છયું, મેં તમને જે હાર આપ્યો હતો તે તમારી કોટમાં છે તેજ કે નહિ? તેણે કહ્યું, હા એજ તે હાર. એ લીધા વિષે કોઇવાર મેં નાકબૂલ કર્યું નથી. તે વખતે જયસ્થલ-વાસી ચિરંજીવે લક્ષ્મીદાસ સોનીને કહ્યું, ખરી વાત આમ છે તે છતાં એ હારને માટે તમે તો મને કેદ કરાવ્યો હ-તો. તે સાંભળી શરમાઇને લક્ષ્મીદાસ બોલ્યો, હા શેઠજી! મેં આપને સરકારી સિપાઈ પાસે પકડાવ્યા હતા. પરંતુ આ-ગળ પાછળનો સંબંધ વિચારી જોશો તો આપ મને અપ-રાધી ગણી શકશો નહિ. પછી ચંદ્રપ્રભાએ પોતાના ધણી-ને પૂછ્યું, તમે કેદ થયાની ખબર જાણીને કિંકરની સાથે જે સોના મહોરો મેં મોકલી હતી તે તમને મળી છે કે નહિ? તે સાંભળીને જયસ્થલવાસી કિંકર બોલી ઉઠ્યો કે, આપે મારી સાથે સોના મહોરો મોકલી નથી. ત્યારે હેમ-કૂટવાસી ચિરંજીવે કહ્યું, મારા કિંકરને વહાણની ખબર કાઢવા મોકલીને હું મુસાફરખાનામાં બેશી આતુરતાથી તેને પાછો આવવાની વાટ જોતો હતો તે વખતે તેણે આવીને, તમે (ચંદ્રપ્રભાએ) મોકલાવી છે એમ કહીને, એ સોના મહોરોની થેલી મારા હાથમાં આપી હતી. પરંતુ એમ બ-નવાનું કાંઇ પણ કારણ સમજી નહિ શકાયાથી તે થેલી મેં મારી પાસે રાખી મૂકી છે.

એ પ્રમાણે વહેમથી—ભ્રાન્તિથી—ઉત્પંન થયેલી ધમા-ધમ સમજી લેઈને જયસ્થલવાસી ચિરંજીવે મહારાજાને કહ્યું, મહારાજ! મારા સાંભળવા પ્રમાણે આપે દયા કરીને એવો

હુકમ કર્યો છે કે, આજ સંધ્યાકાળ પહેલાં દંડના રૂપિઆ આપે તો મારા પિતા ગરદન મારવાની શિક્ષાથી બચે. માટે જો આપની પરવાનગી હોય તો એ રૂપિઆ હું લાવી આપું. તે સાંભળીને વિજયવલ્લભે કહ્યું, ચિરંજીવ! તમારો આમ અણધાર્યો મેળાપ થયેલો જોઇને, જબરા ખજાનાવાળું મોટું રાજ્ય મળે તે કરતાં પણ વિશેષ લાભ થયો સમજીને, મને ઘણોજ સ્નેહભાવ ઉત્પન્ન થયો છે. અને તેટલા માટે દંડના રૂપિઆ લિધા સિવાય પણ તમારા બાપને હું જીવતદાન આપું છું. પછી પાસે ઉભેલા સિપાઈઓને હુકમ કર્યો કે, સામદત્તને છોડી દો અને ગરદન મારવા લઇ જવાનો પોશાક એને પહેરાવ્યો છે તે બદલાવી નાખો.

એ પ્રમાણે બધું સમાધાન થયા પછી લલિતાએ ખોળો પાથરી હાથ જોડીને વિજયવલ્લભને કહ્યું, મહારાજ! મારે આપને અરજ કરી કંઈક માગવું છે, માટે કૃપા કરીને તે અરજ સાંભળવી જોઇએ. તે ઉપરથી વિજયવલ્લભે કહ્યું, જે મરજી હોય તે સુખેથી કહો, અચકાવાની કાંઈ જરૂર નથી; આજ તમારી કોઈ પણ વાત મારી જવાનો અથવા કોઈ પણ માગણી પાર નહિ પડવાનો વેહેમ રાખશો નહિ. તે સાંભળી લલિતા અતિશય હરખાઈ ઉલટભેર કહેવા લાગી કે, મહારાજ! આજ સુધી હું એમ માનતી હતી કે મારા જેવી કમનસિબ સ્ત્રી બીજી કોઈ નહિ હોય; પરંતુ આજ જોઉં છું તો મારા જેવી નસીબવાન ઘણી થોડીજ હશે. ઘણાં વરસના વિજોગ પછી ધણી અને છોકરાનો આમ

અણધાર્યો મેળાપ થવાથી આજ હું કેવી સુખી થઈ છું તે કહી શકતી નથી. મારા શરીરમાં ખુશીનો પ્રવાહ સમાઈ શકતો નથી. મહારાજ! આજ મારે કેવો ઉત્સવનો દિવસ છે તે આપ સહજ સમજી શકશો. વધારે તો શું કહું, પરંતુ મહારાજ! અત્યારે પણ આ બધો બનાવ મને સ્વપ્ન જેવો લાગે છે. તે ગમે તેમ હો; પણ આ વખતે મારી પહેલી માગણી એ છે કે, મારો પતિ, મારા પુત્રો અને પુત્રની સ્ત્રી એમને લઈને આજની ઉત્સવની રાત દેવળમાં ગાળવાની કૃપા કરીને પરવાનગી આપો; બીજી માગણી એ છે કે, જે માણસો આજના આ નવાઈ જેવા બનાવના સંબંધમાં હતા, ને સર્વે દેવળમાં કેટલીક વાર સુધી અમારી સાથે રમત ગમત કરે; ત્રીજી માગણી એ છે કે, મહારાજ પોતે એ ઉત્સવના વખતે દેવળમાં પધારે; અને ચોથી માગણી એ છે કે, મારી ત્રીજી માગણી કોઈ પણ રીતે નકામી જાય નહિ.

લલિતાની માગણી સાંભળી વિજયવલ્લભ હસ્તે મ્હોડે બોલ્યા કે, મેં પહેલેથીજ કહ્યું છે કે, આજ મને જેવો આનંદ થયો છે તેવો આનંદ મારા જન્મારામાં મેં કદિ ભોગવ્યો નથી; અને આગળ ઉપર કદિ પણ આવો આનંદ ભોગવીશ એમ લાગતું પણ નથી. વધારે તો શું કહું, પણ તમે આજ જેવો આનંદ ભોગવો છો, તેવોજ હું પણ નક્કી ભોગવું છું, એટલુંજ નહિ પણ તે કરતાંએ વધારે આનંદ મને થયો છે. પછી જયસ્થલવાસી ચિરંજીવના સામું જોઈને તેને કહ્યું કે, ચિરંજીવ! પુત્રની પેઠે લાડ લડાવી પા-

ળાપોશીને મેં તને મોટો કર્યો, તેનું આજ બધી રીતે સાર્થક થયું. મારા પિત્રાઈ પાસેથી તાણુ કરી કરીને મેં તને લીધો હોત નહિ, તો આજનો આ પ્રથમ કદિ નહિ બનેલો એવો બનાવ હું જોવા પામત નહિ અને તેનાથી ઉત્પન્ન થયેલો પહેલાં કદિ નહિ ભોગવેલો એવો આનંદ પણ ભોગવવા પામત નહિ એમ લાગે છે. પછી લલિતાના સામું જોઈ બોલ્યા, લલિતા મેં નિશ્ચય કર્યો હતો કે તમને બધાંને મ્હારા મહેલમાં લેઈ જઈશ અને આ રાજધાનીના તમામ સંભાવિત ગૃહસ્થોને ત્યાં ભેગા કરી આજની ઉત્સવની રાત ખુશી ખુશાલીમાં ગાળીશ. પરંતુ તમારી માગણી સાંભળીને મારી એ ઈચ્છા હું છોડી દેઉં છું. આજ તમારે ઘણા સુખનો દિવસ છે તેથી કોઈ પણ રીતે તમારા મનમાં અસુખનો સંચાર સરખો થવા દેવો એ વાજબી નથી. તતમારી ઈચ્છા પાર પડે નહિ, તો, તેથી તમારા અંતઃકરણને જરા પણ અસુખ ઉપજે, એવા વહેમથી મેં તમારી માગણીઓ કબૂલ કરી છે. બધી બાબતમાં આજ તમારીજ ઈચ્છા બળવાન થશે.

આમ બોલી, રાજધાનીના પ્રખ્યાત ગૃહસ્થોને નોતરવાનો અને આદરેલા ઉત્સવને માટે જરૂરની ગોઠવણ કરવાનો સિપાઈઓને હુકમ કરી, મહારાજા વિજયવલ્લભ, સોમદત્તના કુટુંબની સાથે દેવળમાં ગયો.

**સમાપ્ત.**